પાંચાળનું ધાવણ તો હું એવા જ મહિનો પી શક્યો. પિતાની બદલી થઇ ગઇ, ને તે પછી તો પાંચાળને મેં ત્રીશેક વર્ષે, દોઢ ત્રીસ વર્ષે સંધ્યાની ઝાંખપમાં ભાઇ અમૃતલાલ શેઠે અને વીર કઢારીને ચોટીલે ડુંગરે ચડાવી, એ ડુંગર છેલકતી પાંચાળનું પ્રિય દર્શન કરાવ્યું છે. પરંતુ પહાડના સંસ્કાર મારા થોડ થોડા તો યે સતત પોષાતા રહ્યા તેનું કારણ એ હતું કે મારા પિતા કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના દરજ્જાના અમલદાર, એટલે થાણે થાણે એની બદલીઓ થતી, ને લગભગ એ તમામ થાણાં—એ ચોક ને દાઠા, ચમારડી ને લાખાપાદર—કોઇ ગિરમાં, કો પહાડમાં, ભયંકર નદીનેરાં વાળી વડી ને વિકરાળ જગ્યાઓ ઉપર સ્થપાએલાં. એ પહાડ ભેદન્તી નદીઓના ઊંડા ધરા ને એ ડુંગરાની એકાન્ત ખોપો મારા બાળપણાનાં સંગી હતા. નદીની ભેખડ પરના અમારા નિવાસોની નાની બારી-ઓમાં થઇને હૂ હૂ! હૂ હૂ! ભૂતનાદ કરતા પવન-સુસવાટાએ મારી નીંદર ઉડાવી દઇને પહાડોના હૈયાના સંદેશા મને સંભળાવ્યા છે. ફાગણી પૂનેમની હુતાશણીના ભડકા ફરતા વીંટળાઇને ગોવાળીડા જુવાનો—અરે ઘરડાખખ ખેડુ દુહાગીરો પણ સામ સામા દુહા-સંગ્રામ માંડતા તેનો પણ હું બાલ ભોક્તા હતો. પહાડનો બાળજીવડો, પહાડના ટેટાટીંમરુ અને ગુંદા વગેરે ગળચટા મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહાસોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો.

તે પછી તો ઘણાં વર્ષોનો ગાળો પડયો. ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડયા—અને ભીતરની ભોંયમાં જૂના રસનાં ઝરણાં વહ્યા કરતાં હશે તેની જાણ પણ ક્યાં હતી! એ પ્રવાહોને કળનાર પાણીકળો મને ૧૯૨૨માં ભેગો ગયો. એ એક મિત્ર હતા. એને ઘડપણ ઘેરી રહ્યું છે. એની દૃષ્ટિ "ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે" છે. ફિલસૂફીનું ઊંડું અવગાહન કરનાર એ જીવને, "માણ્યું તેનું સ્મરણ કરવું એ ય છે એક લ્હાવું" એ સ્મરણોની સરણીઓ ફુટી રહી છે. સામસામાં આલોશીઆ મારીને મસ્તી કરવા જેટલો જેની સાથે પોતાને ગાઢો

ધણી અપ્રકટ ઘટનાઓને એ સભારે ' પોતા' કાળના આખા મડળને યાદ કેર એમ પે ખાસ તો સામેર એને સામતભાઇ ગઢવી. હાથમા ૫૫ ૮૫ મણકા ટપકાવતી હરિજપની માળા મીચેલી આખો, થોડાથોડા હાવભાવ સાથે, હાવકી રીતે ધીરા ને ચોકખા નિર્ગળતા મીઠા કઠના વાર્તાઓ. ને એ વાર્તાનો પ્રવાહ પૂરો થતા સુધી મોઢથી ન હોકો પીવાય કે ન વાત મરખી પે કરાય એવી કડકાઇ ઓહોહો! શ્રી સામતભાઇ ગઢવીની કરેણી! મારા એ વૃદ્ધ મિત્ર એ કથાવાર્તાના દોઢાર ગઢવી સામતભાઇને યાદ કરીને મને પોતાની શાત રીતીએ માગડા જૂતની પીરાત હાગી ને વેજીની, એબધ-વાળા ને, માઇ નેહડીની ચાપરાજની એવી કંઇ વાર્તાઓ કહે, દુહા ટાકતા જાય, વિસરાયના મોઇ ચગણુને ઝાનવા સારુ જીર્ણ સ્મૃતિના ગીચ જગનો શોધવા લાગે અને દુહા ઉપર એની રસના ને કલ્પના કયા કયા લગી વઘુભી રહે!

મારા પહાડસગી પ્રાણને—ઘણો માળ બીજા બમેનાને—એ રીતે ફરીવાર પકડી જીવનની વાટ સૂઝી ગઇ ને હિંમ્મથી હુ ડુગરાના સાહિત્ય અને તવારીખ શોધી રહો છુ જૂના યુગને પાછો આવતો જેવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ—જરીકે નહિ—પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપામવા તથા ઓળ-ખવાની પ્યાસ મને છેલા નવેક વરસથી એક વળગાડ જેવી સતાવી રહી છે. હુ હજુ પે એથી લજવાતો નથી એના મર્મો મણીનરાી ઉકેલવા મથુ છુ એમા ભયકર મીઠાશ અનુભવુ છુ. જૂરો જીવનસજેગોમા બદીવાન પડેલ આ દેહને છોડી મારી કલ્પના કેટલી મમતાભરી કેંકે ખાભીઓ ને કથાઓ, ડુગર-માળો ને દુહા—સોરઠાઓ ગાધે છે!

## ૪. દુહાઓની શોધમાં

"દુહા લાવો અમને દુહા લાવી આપી તેના મર્મો દેખાડો!" આવો અનેક મિત્રોનો પુકાર હતો દુહા તો નહિ નહિ તોય બસો જણુસો જોડ્યા મે લખેલી રમવારો ને બ્હારવટીયાની

રાઓ ઉપર પથરાયેલા પડયા હશે, પરંતુ દુહાની દુનિયા તો ઘણી અહોળી, ઘણી પરોણી છે. અત્યાર સુધીની કથાઓ લખવામાં મારું મુખ્ય નિશાન દુહાનો સાહિત્યરસ રેલાવવાનું નહોતું. એમાં તો ઘટનાના પ્રસંગોના પાણીદાર તત્ત્વો હું જોળા કરતો ગયો છું. એ પહાડવાસીઓના જુના જીવનમાં વેર અને પ્રેમની, બંધુતા ને ખિદમતની દગા અને દિલાવરીની, યુદ્ધની ને દોસ્તીની જે ધારણ, કરુણ બિહામણ અને કોમળ મસ્તીઓ ખેલાઇ ગઇ છે, તેને હું મારા હૈયાના હુલાસ આપી, લાડ લડાવી, મારા નિગીરણાની રંગપૂરણી પૂરી, દુનર જીવન–આલેખન કરવા મથતો હતો. તેમાં દુહા તો હું એરવાજ ટાંકતો, જેટલા એ ઘટનાના ઇતિહાસ સાથે મને મળી રહેતા ને જેટલા એ પ્રસંગોને આધાર આપતા

પણ અખંડ વહેતા કવિતા–ઝરણની આ દુહે સોરઠે મઢેલી સળંગ ધારાવાહી ગીતકથાઓ તો આજ સુધી અનાયદી જ સધ રાયે જતી હતી. મારે દુહા આપવા જ હતા પણ જેમ હાથમાં આવે તેમ આડેધડ ફેંકાફેંકી કરીને નહિ ઘડાબંધી વાર્તાની સાંકળ-ના પદ્ધતિસર સાંકળેના અંકોડાને રૂપે ને એ કામ દોહ્યલું હતું. લોકોની યાદદસ્ત નબળી પડી છે. જૂના પાવરના દુહાગીરો મરી ખૂટયા છે. અત્યારે લોકોમાં જઇ પૂછશો તો કેટલાયે જણ દુહા ગાઇ દેખાડશે ખરા, પણ એક ચરણ ક્યાંનું, ને ક્યાં જાતુ કોઇ બીજા જ દુહામાંથી તફડાવેલું બીજું ચરણ બન્નેને મારી મચ-ડીને બેસતા કરેલા પાખીઆ અર્થનો અનર્થ સાચા અસલી શબ્દોનું જોર ન જડે ન જડે મૂળ કલ્પના કે વિચારની જુક્તિ જૂનામાં નવું થીગડું દીધેલું હોય એક વાર્તાનો દુહો ઉઠાવી લઇ, કેવળ એકાદ શબ્દફેરને લીધે બીજી કોઇ વાતમાં ઠોકી બેસાર્યો હોય શબ્દોના માપ કે પંક્તિના પ્રમાણ ન જળવાયા હોય એવી ગજબ વિકૃતિ ! એને હું દુહાસાહિત્યની સુંદર સૃષ્ટિમાં ખપાવું તો ખપી શકે છે ખરું, પણ એ વેપાર કૂડના કાટલાવાળો. એથી હું નથી ઇતિહાસને ન્યાય આપતો, ન સંશોધનને, કે ન સાહિત્યને

માટે જ મેં રાહ જોઇ છે. ભમી ભમીને, સાચા પાઠ શોધવા માટે કૈંકે વાતડાહ્યાઓને પપાળ્યા છે ઉંઘ ઘાલીને નોટો

મથે જ ગયો છું. અનેક પાઠો ભેગા કરીને સાચું સ્વરૂપ કર્યું હોઇ શકે તે કોમળ હાથે તપાસ્યું છે. રેલગાડી દોડી જતી હોય, દિવસની કામગરી પતાવી રાતની મુસાફરી કરતો, સવાનું ને પંથ કાપવાનું એમ 'એક પંથ દો કાજ' પતાવતો હોઉં; એવી અનેક અધરાતે ટ્રેનના ડબ્બામાં ચડીને લલકાર કરતા ગ્રામ્ય દોસ્તોએ મને મીઠી મીઠી ગીન-સૃષ્ટિમાં જગાડ્યો છે: હળવદના ચીથરેહાલ ખેડુ ભાઇઓ ભાવનગર ગાડાં ખરીદવા જતા હોય, બરડાનો ગોવાળ ચારણ એની ભેંસોનાં ચરણ માટેની પાનચરાઇના ત્રમણા ચોગણા વધારવામાં આવેલા દરો ઉપર દિલની વરાળો ઠલવતો પાનેલીના કે ગીરના કોઇ બીડને વેચાતું રાખવા દોડ્યો જતો હોય; વીંખાએલા મેળામાંથી કે નવરાતની એકાદ કોઇ રાત્રિયે કોઇ ગામડાંમાં રમાએલી ભવાઇમાંથી રસતરબોળ બની નીકળેલા મુસાફરો ચડ્યા હોય; એ સુવે શી રીતે? કયે સુખે એને નીંદર આવે? ફાટેલા કેડીઆના ગજવામાં સંતાડીને દબાવી રાખેલી એની લોહી સાટે રળેલી ખરચી રખેને કદાચ કોઇ અંતરિયાળ કાતરી જાય! આ બ્હીકે એ ઉજાગરા ખેંચે; અને ગળામાંથી સોરઠા ખેંચે. હું જાગીને છેટો બેઠોબેઠો વેણુ પકડવા મથું. નોટ કાઢીને શબ્દો ટપકાવવા માંડું. ગાનારની આંખો ત્રાંગી થાય. નોટબુકમાં પેન્સીલ ફરી રહી છે, પોતાની વિરુદ્ધ કાંઇક ભેદી ટાંચણ થઇ રહ્યું છે! એ અટકી જાય. ગરજ રહી મારે, એટલે એની પાસે જવું પડે. એનો અંદેશો દૂર કરવો, એ મશ્કરી સમજીને મરડાઇ જાય એટલે મારી સચ્ચાઇની ખાત્રી આપવી, એની ભુલકણી સ્મૃતિને ઢુલાવવી. એ કહેશે "અરે બાપા! આ તો અજડવાણી: આ અમારાં અભણનાં ગાંડાઘેલાં: તમને સુધરેલાને આમાં શો રસ!" ઘણું ઘણું કહીએ, પણ એ ઠેકડી જ માને. બ્હીનો ને સંકોડાતો બોલે. વળી શબ્દો ભૂલી જાય. ફરી ફરી ઉથલાવે, યાદ ન આવે એટલે ઊંડો નિઃશ્વાસ નાખીને કહે કે "બાઇ! હવે તો હયું ફુટી ગયું: હતા તો સો સો દુહા જીભને ટેરવે, પણ હવે છાતીયું ફુટી ગઇ!"

પોરસાના દુહા નો! ઓહો, ગઢ્ઢા ગામમાં ફસાયા બાઇને કંઠે પોરસાની વાતના પચાસ દુહા કડેડાટ મોઢે છે: માંગડાના

તો નહિ નહિ તે મો દુહા ફલાણા ગામના ફલાણા તુરીને આવડે છેઃ અરે, વળાના થડમાં ફલાણા ગામનો ફલાણો ચારણ ગામેતી તો તમારે દુહાનો ભંડાર. જઇને મંડો માંડવા–તમારી પાંચ ચોપડીયું ભરાય !–આવી અનેક લાલચોથી લલચાઇ, ખરે ઉનાળે તરસે તલખતા હરણ જેવો હુ, વાહન મળે તો મેળવી, નહિ તો પગપાળો, બતાવેલા ગામડે પહોંચું. જ્યાં ઢગલેઢગલા કલ્પાયા હોય, ત્યાં ચપટી પણ ન જડે. સામેથી આપણે ગાવાનુ આદરીએ ત્યારે એ અડબંગની સ્મૃતિને પાનો ચડે. ગળ્દોની ઢગઢગ માટીમાંથી એકાદ સરસ પંક્તિ, એકાદ સાચો બોલ, મૂળ દુહાના વિકૃત સ્વરૂપને મટાડી અસલનો રમ્ય આકાર પ્રગટાવન ર એકાદ શુદ્ધિ તો જરૂર નીકળી જ આવે' કોઇ કોઇ વેળા તો એવા એકાદ નાનકડા સુધારાની યે કેટલી મોજ આવે !

**સૌ રોતો સંસાર, સો સૌને સ્વારથે;**
**ભૂત રૂવે ભેંકાર લોચનીએ લોહી ઝરે !**

આ માંગડા ભૂતની કથાનો દોહો : તદ્દન અર્થહીન ને ભાવહીન, કારણ કે વિકૃત · એમાં એક જ ભૂલ સુધરાઇ ગઇ:

**સૌ રોતા સંસાર, (એને) પાંપણીએ પાણી પડે,**
**(પણ) ભૂત રૂવે ભેંકાર, (એને) લોચનીએ લોહી ઝરે!**

ઓહો ! આ તો પાણી ટપકાવતા માનવ–રૂદન અને ભૂતના ભયંકર લોહીઝરતા રૂદનનો મુકાબલો : આંધળાને આંખો આવે, તેમ દોહામાં અર્થની સગતિ આવી; વિરોધમાંથી નિષ્પન્ન થતી વેદના, રચનાનો મરોડ વગેરે આવી ગયાં. આવાં દષ્ટાંતોનો પાર નથી. એ બધી સ્વચ્છતા, સુડોલતા અને અસલ સ્વરૂપની નમણાઇ આણવાનુ કામ કેટલી કેટલી સબૂરી, કેટલા ઉદ્યમ, રઝળપાટ અને કળવકળ માગી લ્યે છે !

## ૫. ગાંડોતુર પ્રેમ

**આ** ગીતકથાઓને હું કયા તરીકેના રસ માટે ન સંઘરૂ. કથા તરીકે વિધવિધ પ્રસંગોની ખીલાવટ કરનાર વસ્તુ તો એમાંની કોઇકમાં જ હશે. કેટલીક તો એકજ તરેહનું વસ્તુ રજુ કરે

છે વળી આહી મધરેવી તમામ વાતો માત્ર પ્રેમની, કરૂણતામા માપ્ત થતા પ્રેમની જ વાતો છે (વીરતા વગેરેની વાતો બીજા ભાગમા સઘરીશ ) વાતને અંતે પ્રેમીજન એના મૃત પ્રેમપાત્રની ચિતા પર ચડીને બળી મુવુ મ્હેવાય છે તે હકીકતના સાચ જૂઠની ? મને મ્શી ખેવના નથી હુ તો મનવી રહ્યો છુ એના દુહામા મધગએલી ઉર્મિઓના મન અને એ ઉર્મિઓની આલેખનમ્નાના મન આહિર ચાણુ મરી હાગી, ભરવાડ, રબારી વગેરે ભમન્તી (Nomadic) જાતોના પ્રેમી જોડનાને અમર મ્રતી આ કથાઓ ટે એ જાતોની જ છાને રામાયણ જેવા રમ્થી ગનાના જીગર વીંવતા અતગની સુવાસ ફેલાવતા પ્રેમીઓની છાની પીયુ પોષતા ઘાયનાની કરુણ વેદનાને અવાજ દેતા આ દુહાઓ છે આ આહિર વગેરે વર્ણો મણ છે ? નાનરિયા વર્ણો છ એક નહિ પણ અનેક વાર પરણી પગણી છુટા છેડા મ્રવાનો હક ભોગવનાર જાતિઓ છે ધર્મ લોપાવાનો મતીત્વ જવાનો ભ્રટ થવાનો એને ડર નથી એ તો પહાડના મતાન પહાડને ખોળે ઉછરે લગ્નની દ્રગ્છાટ માણે તે છતા આ મ્થા ઓનો મુખ્ય સૂર મ્નો છે ? પ્રેમની વફાઇનો પોતાના પ્રમી ભાગી ાર ઉપર મરી ફીટવાનો સ્વજનના પાળિયા પર લોહીના સીંદૂર ચડાવવાનો અતર જેને માથે એકવાર ઢળ્યુ તેના ઉપર ઓળઘોળ થઇ જવાનો શાસ્ત્રભાખ્યુ મતીત્વ નહિ સ્વતન્ત્ર લાગણી

એ પ્યાર ગાઢોતૂર હશે પ્રથમ દૃટિની એ પ્રીતિ હશ નેસડાની રહેનારી આનર-કન્યા નાગમદે સ્ત્રીઆણુ શહેરની બજારે પોતના ઘરની તાવણનુ ઘી વેચવા આવે વાણીઆને હાટે નેસવાસી સુદરીઓનુ આખુ જૂથ મેહ્ મેહ પોતપોતાની તાવણના તોલ કરાવે એમએક વીરનર નાગવાળો ઘોડે ચડી બજારે નીમ્ળે સહુની સાથે નાગમદેના ને મે નયણા એ બહુ સાભળેલા શુરવીરને નિહાળવા લાગે વેપારી વાણીઓ ટિખળ કરે ” એ બાઇ આમ ધ્યાન તો રાખ્ય તારા ઘીની ધાર જેઠે ઢોળાય છે તામડીમા પડતી નથી ! ત્યારે એ પ્રથમ દૃષ્ટિની પ્રીતડી કટવી ગાઢી તૂટ મનીને ખોલી ઉઠી હશે ?

**પોળ્યાં જાવ રે ઘી, આજના ઉતારનાં;**
**ધન્ય વારો, ધન્ય દિ', નિરખ્યો વાળા નાગને!**

ઘી ઢોળાય છે રૂપ ઢોળાય છે• વિવેક ઢોળાય છે પહાડ –પુત્રીનું છલકાતુ અતર પહેલીજ વાર ઉંધુ વળીને ઢોળાય છે ત્યારે આખી બજાર દેખે તેમ એની આખો ફાટી રહે છે અરે એ નાગ! મોઢડા આડેથી તારી ઢાલ તો ખેસની લે!

**બાધી જોવે બજાર ઓતમ તમારી પાઘને;**
**અમણી કીં અભાગ! ધમળના, ઢાલું દિયો!**

અમારો સ્ત્રીઓનો ઘેરો મેલ દેખીને તે એ ધમળના પુત્ર! પાપમાથી ઉગરવા સારૂ મુખ આડે ઢાલનો પડદો કર્યો અરે એની તે શી અમારી કમનસીબી ? આખી બજાર તારી પાઘડી નિરખે અને અમે જ બાતલ રહ્યા! ખેસની લે! ખેસની લે! અને હુ શી રીતે મારા નેણાને રોકુ ? નજરને રોકવાની બેડી ક્યાથી લાવુ!

**પાગે બેડી પેરીએ, હાથે હહકલાં હોય,**
**(પણ) નાગરા, નેત્રળ નોય, આંખ્યુ કેરે ઓડડે!**

પગને બેડી પહેરાની શકાય હાથનેય હાથકડી જડીને રોકી રખાય, પણ આખોને ન ચડે બેડી, કે ન બધાય કડી આવો પાગલ એ પહાડી પ્રેમ, પ્રથમ દૃષ્ટિનો પ્રેમ લગભગ તમામ વાતોમા પ ્નો છે. જ્યા જોઇએ ત્યા એશક વધુ પ્રમાણમા તો શરીરની જ સુદરતા ગવાઇ છે. પણ છતા એ પ્રીતિ એક વાર જેને પોતાનુ કહી સ્વીકારે છે, તેને ખાતર ડગલે ને પગલે બળવો ઉઠાવે છે પરિણામની એને ગણતરી જ નથી માબાપની જોહુકમી ન્યાતજાતના ભેદની દિવાલો રૂઢિની આડખીલીઓ તમામની સામે કા તો પ્રથમથી જ ઉઘાડો બળવો ને કા અદરખાનેથી ધગધગતી આગ ઠલવતો ધરતીકમ્પ શમ્ય હોય તેટલી ખામોશ ને આખરે એ મુગી સબૂરી ખૂટી ગયે, કુળનાજના કહેવાતા બધનો ભેદી, જે સાચુ પોતાનુ હોય તેની સાથે બાથ ભીડીને જીવનની સમાપ્તિ- એ છે આ વાર્તાઓનો એક પહાડીજનોની એ અગારભરી પ્રેમસૃષ્ટિ.

## ૬ બળવાખોર મોનલ

પ્રથમથી જ લેતા આવો મઝુ રાઠિયાની બરડાઇ પુત્રી સોનનદે નથી માબાપને પૂછતી નથી ઘરબાર કે કુળ આબરૂ જોતી હુ તો એને જ વરૂ, જે ચતુરસુજાણ મારી સમસ્યાઓ પૂરી કરે, ભૌએ રર હો કે રાજબીજ સમસ્યાનો ભેદ મળ્યો પણ દગો નીવડ્યો કોઇ ની મહેનતે મોદક મને પરણવા માગતો હતો! દુહા પારખે હલામણ અને સોન જાણે શુ શિયાને! એ દગાની રમત રમનાર ભલેને ખુદ ધૂમલીનો રાજા શિયોજી હોય અગાર લાગો એ ચોરના સૂડીભર્યા શણગારમા મને શુ એ ગમાર ઘરેણા-લૂગડાની લાલચુ લેખે છે! ના ના

સૂડીભર્યો શણગાર, શિયાનો શોભે નહિ,
હલામણ ભરથાર, શિયો અમારો સાસરો

અને શિયા! તને હુ પરણુ તે કરતા તો તને કાળો સાપ ન કરડે! વહાલા હલામણ આહીથી તારો વડીલ તને દેશવટો દિયે છે રાજવારસો આચકી લે છે તો ય ફિકર નહિ તને વરવા આવેલી સોન પાછી નહિ જાય હાલો હલામણ મારા બરડાદેશમા હુ મારા મોરાણે ગામે માડવો નાખીશ લા જુગતે કુમાર જમીને ગળામા વરમાળ પહેરશુ, પક પીઠીઆળા કરશુ પણ હલામણ તો બિચારો આપણા નવા યુગના સરસ્વતીચદ્ર જેવો વડીલની આજ્ઞા શિર પર ચડાવી ચુપચાપ દેશવટે ચાલી નીકળ્યો અને કાવ્યરસિક ખરો ને, એટલે માર્ગે વિનાપની સુદર કલ્પનામય કવિતાઓ બેશક ગાતો ગયો હતો તો ઘણો યે વીરનર એના પ્રતાપે તો બરડા ડુગરમાથી વાસની એક કાતળી યે કોઇથી કપાતી નહિ એવો જ ટેકીલો એ પ્રેમી હતો—સોનવિજોગે સુવાળી સેજમા નથી સૂતો સાથરે જ પથારી કરી એક મોન ઉપર સિધની સોળસે સુભરીઓ પણ ઘોળી કરી છતા વડીલની મરજી લોપવાની છાતી એને નહોતી. સાચી બળવાખોર તો સોનનદે નીકળી પડી હલામણને શોધવા કયા કયા સુધી ભટકી! છેક હામા ડુગર સુધી

બખરલાની બરડાઇ મેરાણી બ્હેનને કંઠેથી આવાં જલદ રસનાં પાન મેહ-ઉજળીના ૬૦-૭૦ સોરઠા વાટે કરતાં હતાં. દ્વારિકાથી મહુવા સુધીની અને વઢવાણથી પોરબંદર સુધીની સીમો આવાં દુહાઓને ગાને રેલતી હતી. મેહ-ઉજળીના દુહા ને કથા કંઠે ન હોય એવો માલધારી તમને વીસ વર્ષ ઉપર ભાગ્યે જ ક્યાંયે કાઠીઆવાડમાંથી હાથ આવત.

## ૮. સાબરમતી જેલમાં

અમે સાબરમતીની જેલમાં હતા. અમારા ૨૦ જણના નિરાળા જૂથમાંથી જ્યારે કોઇનો છુટકારો થતો ત્યારે આગલી સાંજનો એક પહોર એ કારાવાસમાં શિવરાતનો મેળો રચાતો. ગુજરાતના વીશેક કાવ્યરસિયા, સાહીત્યપ્રેમી ને સંસ્કારશીલ પુરુષો વચ્ચે કેટલીએક ગીતકથાઓ મેં ગાઇ સંભળાવેલી તેમાં શેણી-વિજાણંદનો કિસ્સો તો કયો જુવાન વિસરશે ? કારાવાસના મારા રસગુરુ શ્રી મહાદેવ દેસાઇ અને ઉચ્ચ ઉર્દુ તેમજ સંસ્કૃત રસ-સાહિત્યના મસ્ત અનુરાગી શ્રી. દેવદાસ ગાંધી-એએ પહેલી જ વાર સોરઠી ગીતકથાનું શ્રવણ કર્યું. શેણીવિજાણંદે તો એમને ચકચૂર બનાવ્યા. મેલાઘેલા ને માવતરવિહોણા કંગાલ ચારણબાળની બીન બજાવવાની સિદ્ધિ ઉપર વનવાસિની કુમારી શેણી મોહિત થઇ. વનરાઇનાં બન્ને બાળ એકપ્રાણ બની ગયાં. પણ પોતાની કુળ-મોટપમાં છકેલો બાપ એકની એક લાડકવાઇ કન્યાને ભિખારી જ તરવાળા વેરે કેમ પરણાવે ? એક સો ને એક નવચંદ્રી ભેંસો આણવાનાં દોહ્યલાં વ્રત દઇ જુવાનને વિદાય કરનાર બાપ ભૂલ્યો હતો. એટડીતુ અંતર પણ એ જુવાનની પછવાડે જતું રહ્યું હતું. બાપના કુલગૌરવની શી બિસાત હતી એ બે જુવાનોના અમૂલખ પ્રેમની પાસે ! એક વિજાણંદની જ વરમાળ-બીજાની ન બાંધું : ચાર લાખ ચારણ મને પરણવા તૈયાર હોય, તો યે એને બાંધવ કહી બોલાવું : અરે ઓ તેતર ! વનરાઇમાં મારા પિયુની આડે ડાબી બાજુ ઉતરીને અપશકુન દે, જેથી પોઠીડે પલાણેલો પ્રીતમ પાછો વળે' રે ઓઝત નદી ! ઉંચે ટીંબે ચડીને છછાળા

લે, આડી ફરી વળ્ય, તો પિયુ પાછો વળે : એમ વર્ષ વીત્યું, સામો આષાઢ આવ્યો : વાદળ વળ્યાં : ધરતી લીલુડી બની : ધરતીને તો મેહુલો મળ્યો, પણ શેણીને વીજાણંદ ન સાંપડ્યો : શેણી સુકાણી. બાપને ત્યજી, સગાંસ્નેહીનાં સગપણ સળગાવી ઘેરથી નીકળી પડેલી વન-કન્યા, વિજાણંદના વાવડ મેળવતી, સગડે સગડે શોધ કરે છે : અરે, અંગે ઓઢેલી કામળી ઉતારી, એની ધજા કરી, ચારે સીમાડા ઉપર ફરફરાવે છે, જેથી જંતરવાળો જુવાન ક્યાંયે હોય તો એ પ્રેમ-ધ્વજ દેખી પાછો વળે. પણ પિયુ ન લાધ્યો. કંકુવરણી ને કોમલાંગી વન-કન્યાએ હેમાળો ગળ્યો. એનાં ગાત્ર ગળતાં હતાં ત્યાં વિજાણંદ આવી પહોંચ્યો : શેણી ! પાછી વળ : તું ભલે પાંગળી થઇ ગઇ, હું ખભે કાવડ ઉપાડી તને તેમાં ફેરવીશ : પણ શેણીને બન્ને ભવ બગાડવા નહોતા. વિજાણંદ ! છેલ્લી વારનું જંતર બજાવી લે; સાંભળતીસાંભળતી હું શાતા પામતી મરૂં : એવી મધુર મધુર બરફ-ચિતા ઉપર પુરુષ ભાગીદાર ન બની શક્યો. પુરુષ તે તો આખરે પુરુષ જ. જીવવું એને ગમે છે. એ જીવ્યો. પણ જેને કાજ જીવતો હતો તે બે —એક શેણી અને બીજું બીન (જંતર)—એ બે તો ફુટી ગયાં હતાં. પુરુષ જીવ્યો, પણ પામર જેવો : પેટભર થઇને : ભૂખે માગ્યાં ભાત ખાતો : તેજહીણો ને તલખતો.

પચીસ સોરઠામાં સઘરાએલી એ કથા સોરઠવાસીઓને સ્નેહના, સમર્પણના, બંડના, સદ્‌બિરહિના ને કરુણ દર્દેદિલીના શ્વાસો લેવરાવતી હતી. મેં એ વાત દસેક ઠેકાણે માંડી છે : કાવસજી જેહાંગીર હૉલમાં એ દુહાના સૂર બે વાર સંભળાવ્યા છે. શહેરનાં સંસ્કારી સ્ત્રીપુરુષોએ એના શ્રવણ થકી જીવનની Romance-મસ્તી અનુભવી છે, મારા જેલવાસી બાંધવોએ પણ એ કથાને મસ્તકે નિઃશ્વાસ-ફુલો઼ ઢાલવ્યાં છે. એ કથાના પચીસ-ત્રીસ સોરઠાને હું લગભગ faultless, દોષમુક્ત કાવ્ય કહું છું. ઉચ્ચ સાહિત્યનાં ધોરણોને સંતોષે તેવા ગુણો આ ગીતકથામાં વિલસે છે.

'લોકુંની લાજ'—હા, લોકલાજની ઉન્હી બાફમાં કઇક પ્રેમી ફુલો બફાતાં હતાં. ન્યાતજાતના બેડાએ અનેક સાચી જોડલીઓને

રૂંધી હતી. રાણો રહ્યો રબારી અને કુંવર રહી આહિર, એટલા સારૂ કુંવરનાં દેહ-દાન કોઇક નાતીલાને કીધાં-પણ એ બનાવટી પરણેતર કયાંથી ટકે? રાણક અને ખેંગારનાં પ્રેમલગ્ન તો બે લાડીલાં બાલકોનાં રૂધિરે સીંચાયાં. રૂઢિના સગપણને દાવે રાણકનું કાંડું માગવા આવનારો ગુર્જરેશનાથ હાથ મસળતો રહ્યો ને રાણક પ્રેમલગ્નના પ્રીતમની ચેહ પર ચડી. આ એક ચાવી લઇને તમે એક પછી એક વાર્તાનાં તાળાં ઉઘાડશો, તો સોરઠી ગીતકથાઓનો સાચો સંદેશ જડશે.

## ૯. બીહામણું સ્ત્રીત્વ

એક જલદ અને જાજરમાન : બીજી કોમલ અને કરુણ : એ બે રીતે આપણે સોરઠી ગીતકથાએ માયલી સુંદરીઓનું સ્વરૂપ ઓળખાવી શકીએ. એનો અડીખમ પ્રાણ પોતાના પવિત્ર શીલ વિષેની, સગા ધણીએ સેવેલી આશંકાને પણ સાંખી શકયો નથી. વેજી અને વીકો : બેય જણીઓ સોણલામાં પોતાના ધણીના શૂરા ભાઇબંધોનાં નામ લવી પડી: ધણીઓએ લીધા અવળા અર્થ : અમારી પરણેલી પરપુરુષને વખાણે કેમ! સ્વપ્નમાં એનાં નામ કેમ ઝંખે? કોમળ નારી વીકો તો બાપડી-ગરીબડી-થઇને સમજાવે છે : વખાણ્યો તે તો કોઇ મેલી મનવાંચ્છનાએ નહિ, પણ વીરપૂજાની ભાવના થકી. પેટમાં પાપ હોય તો ઓ સગા! ખદખદતા તેલમાં અમારા હાથ બોળી સાચ લે : અમને ઘરમાંથી કાઢેડુ કરીને ન કાઢી મૂક : પણ પુરૂષ પલળે નહિ : નહિ પલળ, એમ ને? સારૂ. જાઉં છુ. પણ કમાએ કાઢેલી વીકો તો પોતાની પતિભક્તિને અખંડ રાખી, ઉંડાં દુઃખને અંતરમાં સંઘરી એવી ને એવી સૌમ્ય રહી રઝળી; જ્યારે બોજા કામળીઆની વેજી તો ઉપડી પોતાના સ્વમાન-તેજમાં પતિને સળગાવવાનો નિશ્ચય કરીને. આહિરાણી બેડું ભરીને ચાલી નીકળી. જેનું નામ લવી હતી તે બહાદુર પીઠાત હાટીને જ ઘેર જઇ ઉભી રહી : હાટી! હેલ્યને હાથ દે! મને તારી કરી લે. પણ ભરમાતો નહિ હો! એમ ન માનતો કે આપણે મીઠો સંસાર

માંડીએ ને દીકરા જણીએ! ના, ના, હું તો બળતી સગડી બનીને તારા ઘરમાં આવી છું. અને બરાબર વિચારી લેજે હો!

મરણ મેવાડા! પીઠીયા! પાની ખુંદણું;
(એની) લાંપે લાખેણું! (તારે) મરણુ મોરીમક-ધણી!

ઓ પીઠાત! હું આવું છું, ને મારી જ પછવાડે, મારી પાનીઓ ખુંદતું, તારૂં ને મારૂં મોત પણ ચાલ્યું આવે છે. મારો કામળીઓ તારો કાળ બનીને પહોંચ્યો સમજ! ભોજો તારા પ્રાણ લેશે. પણ વિના અપરાધે ઘરની સ્ત્રીને જાકારો દેનાર એ ધણીનો પણ મદ ઉતરશે, કે એની સ્ત્રીએ નીંદરમાં ઝબેલો પુરુષ અન્યાય પામેલી નિર્દોષ સ્ત્રીને સારૂ નિજનું મસ્તક વ્હેરવા જેટલો સાચો વીર હતો, સુંદરીઓના સ્વપ્નામાં દેખાવાનો અધિકારી હતો. (પછી તો એ કથામાં પહાડી વેરની દિલાવરીના ભવ્ય પ્રસંગો આવે છે. પીઠાત-વેજલ પા. ૮૮)

ગીતકથાઓના દુહાઓ આવી વિકરાળ ઘટનાઓ, પહાડી જીવનની આવી વિલક્ષણ નીતિરીતિઓ પણ આલેખે છે. આપણી સમાજનિમિત કડક વિવેક-ભાવનાઓને આંચકો મારે તેવી લોડણ-ખીમરાની અને પદ્મા-માગડાની ગીતકથાઓ છે. ભર-જોબનમાં વૈરાગ્યે ગળી પડેલી વણિક-પુત્રી લોડણ જાત્રાને પથે જતાંજતાં રસ્તાની અંદર જ પ્રેમઘેલી બની ગઈ, એના અકાળ દેહદમન ને અસ્વાભાવિક વ્રતપૂજન પ્રીતિનો જરી સ્પર્શ થતામાં જ તૂટી પડ્યાં, મુક્ત પ્રેમની થોડી લહર વાતાં તો એ વૈરાગ્યે ચીમળાએલું માનવ-ફુલ ફોરી ઉઠ્યું. વાણીઆની એ ગીએ આહિર જુવાન સાથે જીવન જોડ્યું. અમંગળ શકુનો થયા તો અંતરમાં ઇચ્છ્યું કે સગો ભાઈ મરજો પણ મારા ખીમરાને ઉની આંચે ય ન લાગજો! અને જાત્રાને જેમ તેમ પતાવી દઈ પ્રિય-તમને ભેટવા પાછી વળી ત્યાં તો ઝૂરીઝૂરીને મરેલા પિયુનો પાવળિયો જ લલાટે લખ્યો હતો. વણિકપુત્રીએ વેપાર ન કરી જાણ્યો. અંતરિયાળ કોઈ અનરૂપો પ્રેમીજનનું મિલન થયું, પણ એ તો હવે મૃત્યુ પામ્યો માટે ચાલો જીવ, આપણે માર્ગે! એવી વેપારવૃત્તિ એની નહોતી. એ તો ભયંકર રાતે સ્મશાનમાં રોકાઈ

ગઈ. ભાઈભાંડુને અને સાથીઓને ઘરની વાટે વળાવ્યાં. પછી તેઃ લોડણે ખીમરાની ખાંભી માથે લોહી ચડાવ્યાં. એ આખી કથામાં જાણે કે પ્રકૃતિવિરોધી, બાળવૈરાગ્યની પ્રશાંત ઠેકડી છે. પ્રેમનો વિજય ગવાયો છે. અનુમરણની ઘેલછા બેશક હાસ્યજનક છે.

### ૧૦, શા ખપનું આ બધું !

પરંતુ પહાડવાસીઓનો આ પ્રેમોન્માદ ને આ તલખાટ ઃ પ્રેમીજન જીવતે પછાડા ને એ મરતે પરભાર્યું ચિતારોહણ : સભ્યતાની ખેવના નહિ ને સામાજીક બંધનોની લગામો નહિ : એને આ પ્રેમસૃષ્ટિમાંથી શું આપણે પ્રેમના કે લગ્નના વર્તમાન આદર્શ ઘડવા બેસીશું ? ના, ના, હરગિજ નહિ. મેદાનોનાં ઘરોમાં રહેનારાં આપણે પહાડશિખરોમાં કે ખીણોખોપોમાં મકાન બાંધવા જતાં નથી પણ જઇએ છીએ એનાં પવન-તુફાનો ને એના અણદીઠ અટવી-માર્ગોમાં થોડો કાળ મહાલીને મુક્તિ-જીવનમાં થોડું જોમ ભરી લેવા : તે જ રીતે આ પહાડી પ્રેમસાહિત્યના આપણા વિહારનો પણ રસ એજ હેતુ છે. એનાં ઉંડા બળો છે—ને તે આપણી ઢીલી પોચી પ્રેમભાવનાઓમાં સ્વયંમેવ સંઘરાઇ જશે. Plains પર—મેદાન પર, પૃથ્વીની સમતલ સપાટી પર, સમાજની સો સો સાંકળરસી શ્રૃંખલાઓમાં ઝકડાએલા જીવોને પહાડી પ્રેમસાહિત્ય થોડી તાજી હવાની લહરીઓ આપે છે. મસ્તી અને પાગલપણું આપે છે. રૂંધાએલા પ્રાણદ્વારોની ચીરાડો વાટે ગુપચુપ અંદર પેસે છે.

બાકી તો આ રીતે પહાડી ગોપજાતિઓના જીવનોમાં આ એક ડોકિયું છે. કયા ભાવો હજારો સોરઠવાસીઓના હૈયાં ઉપર રાજ કરતા હતા તેની આ એક તપાસ છે. એ એક મસ્ત કૌતુકની વસ્તુ છે. એ આપણને સીધા આદર્શો આપી ન શકે, એમાનું ઘણું ય બીહામણું ને કારમું લાગે. કેમકે આખરે તો એ પહાડની પેદાશ છે. પણ Nomadic life, રઝળુ પહાડી જાતિઓનું જીવન, જેમ પેલા પશ્ચિમ દેશના અનેક ચિત્રકારોકલાકારોને અવનવી રેખાઓનું ભાન કરાવી રહેલ છે, તેમ આપણને કલાપ્રેમીઓને આ સાહિત્ય પણ અનેક બળવાન રેખાઓ પૂરી પાડી રહેલ છે. એની અગોચર અસર અત્યારના જીવન-ઉકળાટમાં,

એનાં રૂપકો, ઉપમાઓ વગેરે બધાં જીવનની રોજીંદી દુનિયામાંથી જ ઘડેલાં છે. બીજુ કેટલું ય ટાપતું પણ હશે. બધા દુહા કાંઈ ચોટદાર હોઈ શકે જ નહિ. પણ એકંદર દુહાસાહિત્યનો ઝોક સામડિયા જીવતરના મર્મોને લક્ષ્યવેધી વાક્યોથી આટવાનો જ છે.

## ૧૧. આશય : આભાર

અહીં તો મેં આ કથાઓનું, દુહાઓનું હાર્દ ઓળખવાનો પ્રયત્ન કરેલ છે. પણ આ સાહિત્યની શાસ્ત્રીય સમાલોચના ને કડક તુલના તો બીજુ ઘણુંય માગી લે છે. ગીતકથાઓનું ઘડતર, દુહાઓની ગોઠવણી, દુહાઓને બંધએમતા કરવામાં આપણે લેવી જોઇતી સંભાળ, ખુદ દુહાસોરઠાઓના માપમેળ વિષેની સ્પષ્ટ સમજ : વગેરે ઘણા ઘણા મુદ્દાઓ છણતો એક પ્રવેશક હું લખી રહેલ છું. તે બીજા ઝુમખામાં રજુ કરીશ.

આ ગીતકથાઓ લખવામાં મેં કડકપણે મારૂ સંપાદક તરીકેનું જ પદ સાચવેલું છે. ‘રસધાર’ વગેરે આગલા પુસ્તકોમાં વાર્તાના વસ્તુનો મેં જે નાની નવલિકાની માફક ખિલાવ કર્યો છે, આખા પ્લૉટનું જે ઘડતર ઘડ્યું છે, તે લેખનકલા આહીં નથી વાપરી. દરેક કથાના પ્રારંભમાં મેં એક લાંબી પિઠિકા મૂકી છે. આ પિઠિકામાં તે તે કથા લોકોમાં કેવી રીતે પ્રચલિત છે તે બતાવતું બયાન આપ્યું છે. પછી મેં દુહા, દુહાના અર્થો, દુહા માંહેના શબ્દો વિષેની સમજાવટ કરતાં ટિપ્પણ વગેરે આપ્યાં છે, અને દરેક દુહો કથાના કયા ભાગ સાથે સંકળાયો છે તે સમજી લઇને જુદા જુદા ઝુમખા પાડ્યા છે, આમ કરવામાં મારો હેતુ જેમ બને તેમ મારી જાતને છેટી રાખી, દુહાઓને આવર્યા વિના, દુહાઓની ને વાચનારાઓની વચ્ચે ગાઢ સમાગમ ઉભો કરવાનો છે કેમકે મેં આ સંગ્રહ મુખ્યત્વે કાવ્યરસિકોને માટે તથા અભ્યાસીઓને માટે જ કર્યો છે. હું વચ્ચેથી ખસી જાઉં તો જ વાચકો દુહાઓની કવિતાના અને દુહામાં ભરેલી લોકભાવનાઓના સાચા મૂલ મૂલવી શકે. અભ્યાસીઓ મારી કલમની સૃષ્ટિને નહિ પણ જૂની લોકસાહિત્યની પુંજીને પિછાને તે

જુવાન જીવનમાં ચાલી રહેલી બાફણક્રિયામાં, મસ્ત પ્રેમની થોડાક મુકત લહરીઓ લહેરાવવા જેટલી તો અવશ્ય થવાની. માટે તારવી તારવીને એમાંથી નાખનોખા સારસિદ્ધાંતો કે તારનમ્રો કાઢવા એસવાની જરૂર નથી. એનું તો ચિત્રદર્શન જ બસ થશે.

"તમે પાણી ને અમે પાળ્ય : આપણે એકબીજાને આડે પહોર અફળાતાં : પ્રીતિની એવી સદાની ટાઢાળ્ય : તમે સાપ અને અમે ગારૂડી : તમારા જીવતરમાં અમારે મનડે માજો ઘાલ્યો : સાચી પ્રીતિના ઘોડલા ખાડે ને ખાબોચીએ ન પીવે, એને તો ગંભીર ઉંડા ધરા જોઇએ : અરે, દુશ્મનો કુકું બોલે એ શીદ સાંભળીએ! વજનવાળાં માનવી જ બાર ઝીલે છે, હળવાં જ લોકાપવાદની વાવાઝડીમાં હલી જાય છે : અને જ્યાં સુધી મોંઘાં પ્રેમપાત્રો મળે ત્યાં સુધી સોંઘાં શીદ સાટવીએ? લાખ ખરચીને–ચારે તે ભોગ આપીને પણ—એ પડખાં જેનાં સરખાં હોય તેને જ લંઇએ ના! ને શું બસ, બે દિ'ની વાતુંમાં જ તું બીજે થયો–બદલી ગયો? તું બદલ્યો, પણ અમે? અમે તો તેં બેસારી મૂક્યાં છે ત્યાં જ બેઠાં છીએ. અમારાથી આંબેથી ઉડી બાવળ પર બેસાય નહિ; ચંદનવૃક્ષથી ચૂકેલ પંખીને વનમાં ક્યાંયે વિસામો ન્હોય. ને હવે અમારે જીવતરમાં સાંધા શા કરવા? હીરાગળ ફાટ્યું હોય તેને તો તાણો લઇને તૂની શકાય, પણ કાળજું ફાટ્યું તેને સાંધો ક્યાંથી મળે? મોટી આગ લાગી હોય તો આડાં ફરીને ઓલવત, પણ આ તો હૈયાનો ડુંગર હડેડ્યો : અમારી તો હવે 'બામણ્ય રાંડી' એ દશા : અખંડ એકલજીવન : તું જીવતે જ અમારો અનંત રંડાપો : ફિકર નહિ, અમે એ પાળશું. ભગવાં પહેરીને દુનિયાને શીદ દેખાડીએ? આત્મા અમારો સંન્યાસી થઇ ચુકયો છે. માટે હવે તો તારા નામનું તાવીજ–માદળડી મઢાવીને હાથે બાંધીશ : એથી યે અધિક, આખી ગીરમાંથી લીલા રંગનો ઉત્તમ બીયો મોળાવીને મારા 'દેવા વચાળે' તારી આકૃતિનાં ત્રાજવડાં ત્રોફાવીશ."

પ્રીતિના કોમલ ભાવો. આવાં લોકગમ્ય સરલ રૂપકોમાં દુહાઓએ સંઘરેલા છે : અને એમાં પહાડી કવિતાનો સંસ્કાર મ્હેકે છે. એ કવિતા અભણોને પણ અંતરે ઉતરી જાય છે કેમકે

એના રૂપકો, ઉપમાઓ વગેરે બધાં જીવનની રોજીંદી દુનિયામાંથી જ ઘડેલાં છે. બીજુ કેટલું ય ટાયલું પણ હશે. બધા દુહા કાંઇ ચોટદાર હોઇ શકેજ નહિ. પણ એકંદર દુહાસાહિત્યનો ઝોક ગામડિયા જીવતરના મર્મોને લક્ષ્યવેધી વાક્યોથી આટવાનો જ છે.

## ૧૧. આશય . આભાર

અહીં તો મે આ કથાઓનું, દુહાઓનું હાર્દ ઓળખવાનો પ્રયત્ન કરેલ છે. પણ આ સાહિત્યની શાસ્ત્રીય સમાલોચના ને કડક તુલના તો બીજુ ઘણુંય માગી લે છે. ગીતકથાઓનું ઘડતર, દુહાઓની ગોઠવણી, દુહાઓને બધબેસતા કરવામાં આપણે લેવી જોઇતી સભાળ, ખુદ દુહાસોરઠાઓના માપમેળ વિષેની સ્પષ્ટ સમજ વગેરે ઘણા ઘણા મુદ્દાઓ છણતો એક પ્રવેશક હુ લખી રહેલ છુ. તે બીજા ઝુમખામા રજુ કરીશ.

આ ગીતકથાઓ લખવામા મે કડકપણે મારૂ સપાદક તરીકેનુ જ પદ સાચવેલુ છે રસધાર વગેરે આગલા પુસ્તકોમા વાર્તાના વસ્તુનો મે જે નાની નવલિકાની માફક ખિલાવ કર્યો છે, આખા પ્લૉટનુ જે ઘડતર ઘડ્યુ છે, તે લેખનકલા આહી નથી વાપરી દરેક કથાના પ્રારભમા મે એક લાબી પિઠિકા મૂકી છે આ પિઠિકામા તે તે કથા લોકોમા કેવી રીતે પ્રચલિત છે તે બતાવતુ બયાન આપ્યુ છે પછી મે દુહા, દુહાના અર્થો, દુહા માહેના શબ્દો વિષેની સમજાવટ કરતા ટિપ્પણ વગેરે આપ્યા છે અને દરેક દુહો કથાના કયા ભાગ સાથે સકળાયો છે તે સમજી લઇને જુદા જુદા ઝુમખા પાડયા છે, આમ કરવામા મારો હેતુ જેમ બને તેમ મારી જાતને છેટી રાખી, દુહાઓને આવર્યા વિના, દુહાઓની ને વાચનારાઓની વચ્ચે ગાઢ સમાગમ ઉભો કરવાનો છે કેમકે મે આ સગ્રહ મુખ્યત્વે કાવ્યરસિકોને માટે તથા અભ્યાસીઓને માટે જ કર્યો છે હુ વચ્ચેથી ખસી જાઉ તો જ વાચકો દુહાઓની કવિતાના અને દુહામા ભરેલી લોકભાવનાઓના સાચા મૂલ મૂલવી શકે અભ્યાસીઓ મારી કલમની સૃષ્ટિને નહિ પણ જૂની લોકસાહિત્યની પુજીને પિછાને તે

મારો આશય છે. એ આશયને પૂરી સફલતા મળે, દુહાસાહિત્યને બને તેટલો ન્યાય મળે, તેટલે સારુ મે દુહાના અનેક પાઠો સંઘરી-સઘરીને પછી તેમાંનાં સાચા ચોસલાં ગોઠવી, બન્યો હતો તેટલો શુદ્ધ Text–પાઠ રજુ કર્યો છે.

ને આ સગ્રહને હુ પરિપૂર્ણ બનાવવા માગુ છુ. દુહાઓમા ગુંથેલી એકેએક વાર્તાને, મારી પોતાની કૃતિઓમાં અગાઉ આવી ગએલ હોય તેને તેમજ બહાર રહી ગએલ બીજી બધીને ભવિષ્યના ઝુમખામા સઘરી લઇશ.* આની આ જ ઢબે રજુ કરીશ એટલે કે મારે એવુ કડક સપાદનકાર્ય કરવાનુ છે. લબાણુ થયા વિના દુહાઓ સઘરાઇ જશે. કથાઓના કલેવર ચોકસ્ થઇ જશે. એટલે પછી ગીતોના સગ્રહ પરત્વે જેમ કોઇને કશી તપાસ કરવી હોય તો તે 'રઢીયાળી રાત'ના ને 'ચુદડી'ના પાચ પુસ્તકો ફેદી શકે છે, તેમ દુહાવાળી ગીતકથાઓ પૈકી કશું જોવુ સમજવુ હોય તેને આ સગ્રહો માર્ગદર્શક થઇ શકે.

મારી પૂર્વે છેલ્લા દશ પદર વર્ષથી આ ક્ષેત્રમા જે ભાઇઓ કાર્ય કરી ગયા છે તેઓનો તો મારા પર ને આ વિષય પર મહદ્ ઉપકાર છે. ભાઇ શ્રી.હરગોવીંદ પ્રેમશકર, કહાનજી ધર્મસિહ, જ. કા પાઠક, ને સ્વ જીવરાજ ગોર જેવા પ્રારભકો ન હોત તો મારુ કામ દુર્ઘટ જ બની જાત. ઉસરડી ઉસરડીને એકઠું કરવામા તો તેઓએ ઘણું ટાણુસર ને વિપુલ સાહિત્યધન સઘર્યું લેખાય. હું તો તેઓની પાછળ આવ્યો, બની શક્યાં તેટલાં વિશેષ સાધનો દ્વારા વિશેષ સામગ્રી મેળવી. અને એ સમગ્ર સાહિત્યને મારી બુદ્ધિ પ્રમાણે સ્વચ્છ કરવાનુ ને પાસા પાડવાનુ કામ હુ કરી રહ્યો છુ. લોકસાહિત્યને આપણે સર્વે મળી બને તેટલા નિર્મળ સ્વરૂપે ગુજરાતને હાથ સોપતા જઇએ એ મારી ઉમેદ છે

---

*'રાણક-ખેગાર' ની સહુને સુપરિચિત તેમજ સુપ્રસિદ્ધ કથા પણ મેં ઉપાડી લીધી છે વાંચનાર જોઇ શકશે કે એમા પણ નવા સોરઠાઓ સાંપડી શક્યા છે. સં.

# સોન–હલામણ

મેર જાતિના ગોહામણા ધામ બરડામા મોરાણું નામે ગામ છે. જૂના કાળમાં ત્યા મૂળુ રાઢિયો નામે ગામધણી રાજપૂત રહેતો. એને ઘેર 'ઢળકતી ઢેલ્ય' જેવી, 'લચી પડતા કોળેલ આંબા' જેવી, 'પ્રથમ રગ પકડતી આંબા-શાખ' સરખી, સોનલદે નામે દીકરી હતી. સોનને જ્યારે જોબન બેઠું ત્યારે પરણવાનો સવાલ ઉઠ્યો. પણ સોન તો ચતુરસુજાન, પ્રવીણ, રસિકા હતી. એ તો કવિતા રચતી એણે વ્રત લીધુ કે પરણવુ તો પોતાનો ખરો જોડીદાર મેળવીને પરણવુ, નહિ તો કુવારો જન્મારો કાઢવો. એણે સમસ્યાઓ રચી. દેશમા જે જે ચતુર પુરુષો હતા તેના પર બારોટ સાથે મોકલી સમસ્યાની પૂર્તિ કરે તે નરને જ કંઠે વરમાળ રોપવી હતી. સમસ્યાઓ કાવ્યમા રચાએલી હતી.

ભમીભમીને બારોટ આભપરા ડુંગરાની ખીણમા જેઠવા રાજાઓના ઘુમલી નગર પર ગયો. ત્યાના જેઠવારાજ શિયાજીની પાસે સમસ્યા ધરી. સોનના સૌંદર્યનો ભોગી થવા શિયાજીનુ દિલ તરફડતુ હતુ, પણ પોતે બુદ્ધિનો ગમાર હતો. એનામા સમસ્યાઓ પૂરવાની શક્તિ નહોતી. એણે કૂડ વાપર્યું. પોતાને હલામણ નામનો

જુવાન ભત્રીજો હતો. હલામણ ભવિષ્યનો ગાદીવારસ હતો. રૂપનો, ગુણનો, રૂપનો ને ચાતુરીનો ભંડાર હતો. પણ કાકાને પિતાને સ્થાને સમજનાર આજ્ઞાંકિત યુવક હતો. એને મોકલેલી સમસ્યાની પૂર્તિ એણે કરી આપી. કાકાએ પોતાને નામે એ સોન પર બીડી.

પોતાનો જોડીદાર મળ્યો જાણીને આશાભરી સોનલ ઘુમલી નગર આવી, પાદરમા પડાવ નાખ્યો. વધુ પારખું કરવા સારૂ એક પછી એક ઘણી સમસ્યાઓ મોકલી, તે તમામના સચા જવાબો શિયાજી તરફથી મળી ગયા. લગ્નને વાર ન રહી. પણ ઓચીંતાનો બધો ભેદ ફુટી ગયો. જળાશયને કાંઠે સોનની દાસીને હલામણની બાનીએ મેણુ મારીને ભેદ ફુટો દીધો કે "હલામણ દુહા પારખે, સોન શિયાને જાય" : મારે બાઇ! તમારી બાધી મૂઠી જ રાખો એ ઠીક છે ઉઘાડશો તો વાસર ખાશે!"

સોનને તો આ વાતના સાચજૂઠનો તાગ લેવો હતો. એણે સીધેસીધા હલામણને જ નવી સમસ્યાઓ મોકલી. સાચા ઉત્તરો મળ્યા. બન્નેને પ્રીત બધાઇ. સુખને સોણુતે સોન ઝુલવા લાગી.

શિયોજી સમજ્યો કે આ ભવાડો કરનાર ભત્રીજો જ છે. રાજસત્તાથી એને દેશવટો ફરમાવ્યો આજ્ઞાપાલક જુવાન ચાલી નીકળ્યો છેક સિંધમા ઉતર્યો. કુઇને ઘેર રહ્યો. અંતર તો સોનને જ અર્પણ કરી ચુક્યો હતો, એટલે બીજે ક્યાય, કોઇના રૂપમા ન મોહાયો. સોનાવર્ણી સુખની સેજમા નહિ પણ સાથરે સુતો.

સોને ઘુમલીરાજને ધિક્કાર દીધો. એના લગ્ન-કહેણને, ને એના સુડીભર્યા શણગારને ઠોકર મારી એ તો વ્હાલા હલામણની શોધે નીકળી, છેક સિંધ પહોચી. હલામણને અખાત્રીજને મેળે હામા ડુંગરે ગયો સાંભળી, ભટકતી ભટકતી, એ ઝૂરતી વિજોગણ હામે ડુંગરે પહોચી. પરંતુ એ પહોચે તે પહેલા તો કોડીલો હલામણ હાથીના મેળામા ઉંચે હીંચકે હીંચકતા પડીને મૃત્યુ પામ્યો હતો. સોન પણ એ સાચા પિયુનુ શિર ખોળામા લઇ ત્યા બળી મરી.

## ૧. સોનનું સૌંદર્ય

કોળ્યો આંબો ઢળ પડે, નીચાં નમતી ડાળ,
પાકલ કેરી રંગ લ્યે, (એવી) સોનલ સુંદર નાર. ૧

[ સોન કેવી સુંદર હતી ? ફોળીને ઢળતા આંબા જેવી : લચીને નીચી નમતી આંબાડાળીઓ જેવી : નવા રંગ ધારણ કરતી પાકેલ કેરી જેવી. ]

પગમાં ઠણુકે કાંબીયું, હૈયે હલકે હાર,
ગાળેલ હેમની ગૂજરી, (એવી) સોનલ સુંદર નાર. ૨

[ એના પગમાં કાંબીઓ ( એ નામનાં નૂપુર ) ઝણકે છે. ગળામાં હાર ઝુલે છે. હાથમાં ગાળીને શુદ્ધ કરેલા સુવર્ણની ગુજરી ( હાથનું કંકણ )પહેરી છે: તેવી સુંદર સ્ત્રી સોન છે. ]

*કાઠીઆણી કેડ પાતળી, હલકતી માથે હેલ્ય,
બરડાહુંદી ખજારમાં ઢળકતી જાણું ઢેલ્ય. ૩

[ પાતળી કમ્મરવાળી એ કાઠીઆણીના માથા પર પાણીનું બેડું ડોલતું આવે છે : જાણે બરડાની બજારમાં ઢળકતી ઢેલ્ય ચાલી આવે છે. એવી એ સોન. ]

---

*આંહી કાઠીઆણી એટલે કાઠીની કન્યા નહિ, પણ કાઠીઆવાડની સ્ત્રી સમજવું જોઇએ. કેટલાક દોહાઓમાં સોનને 'રાઢિયાણી' કહી છે. સોન જાતે રજપૂતાણી હોવી જોઇએ. જ. કા. પાઠક એને બાળંબાના ઠાકોર રાધાસિંહની દીકરી કહે છે. પરંતુ બીજા એક બે દોહામાં એનું વતન બરડા પ્રદેશનું ઘૌરાણું ગામ જણાવેલ છે અને એનો પિતા મૂળુ રાઢિયો નામે હોવાનું કહેવાય છે.

જુવાન ભત્રીજો હતો. હલામણ ભવિષ્યનો ગાદીવારસ હતો. રસનો, ગુણનો, રૂપનો ને ચાતુરીનો ભંડાર હતો, પણ કાકાને પિતાને સ્થાને સમજનાર આજ્ઞાંકિત યુવક હતો. એને મોકલેલી સમસ્યાની પૂર્તિ એણે કરી આપી. કાકાએ પોતાને નામે એ સોન પર બીડી.

પોતાનો જોડીદાર મળ્યો જાણીને આશાભરી સોનલ ઘુમલી નગર આવી, પાદરમાં પડાવ નાખ્યો. વધુ પારખું કરવા માટે એક પછી એક ઘણી સમસ્યાઓ મોકલી, તે તમામના સાચા જવાબો શિયાજી તરફથી મળી ગયા. લગ્નને વાર ન રહી. પણ ઓચીંતાનો બધો ભેદ ફુટી ગયો. જળાશયને કાંઠે સોનની દાસીને હલામણની બાંદીએ મેણું મારીને ભેદ ફુટી દીધો કે "હલામણ દુહા પારખે, સોન શિયાને જાય": માટે બાઈ! તમારી બાધી મૂડી જ ગઈ એ ઠીક છે. ઉઘાડશો તો વાસર ખાશે!'

સોનને તો આ વાતના આચજૂઠનો તાગ — વખાણ. ૪
સીવેમીના હલામણને જ નથી. સમસ્યાઓ એણે જેઠવો રાજા વસે છે. મત્યા. બન્નેને પ્રીત ના વારી અધૂરી સમસ્યા પૂરી કરશે ]

બરડા પહાડ પર આવેલા ઘુમલી નગરમાં પહોંચ્યા. રાજા જેઠવા સમક્ષ સમસ્યા ધરી શિયાજીએ થોડે દિવસે આ પ્રમાણે પાદપૂર્તિ બારોટના હાથમાં ધરી :

ઘણ વણ ઘડિયાં, એરણ આસડિયાં નહિ,
સરવડ સ્વાંત તણ, મળે તો મોતી નીપજે. ૫

[ ઘણ વિના ઘડાય છે અને એરણને અટકયા વિના તેયાર થાય છે, તે સ્વાતિ નક્ષત્રનાં સરવડાં (વૃષ્ટિ) વડી જ નીપજનારાં, સમુદ્રની છીપોનાં મોતી ]

માતા મેગમણ વસે, પતા વસે કૈલાસ, -
જોવે તો જૂનાં મોકલું, નવાં તો આસો માસ. ૬

---

૧ કેટલાક બાન્ઓ 'અડિયાં' શબ્દ મૂકે છે તે બરાબર નથી. 'આસડિયાં' શબ્દ કાવ્યની દૃષ્ટિએ સૂચક ને લાક્ષણિક છે.

૨ 'વેણુ' નામે આલપગ ડુંગરનો એક વિભાગ છે તેમજ વેણુ નામની નદી પણ ત્યાં જ છે

## ૧. સોનનું સૌંદર્ય

કોળ્યો આંબો ઢળ પડે, નીચા નમતી ડાળ,
પાકલ કેરી રંગ લ્યે, (એવી) સોનલ સુંદર નાર. ૧

[ સોન કેવી સુંદર હતી ? કૉળીને ઢળતા આંબા જેવી : લચીને નીચી નમતી આંબાડાળીઓ જેવી : નવા રંગ ધારણ કરતી પાકલ કેરી જેવી ]

[હે શિયાજી! એવું સરોવર કયું?—જેને પાણી નથી, પાળ નથી, છતાં જેના કિનારાનાં ઝાડની નમેલી ડાળીએ પક્ષીઓ બેઠાં છે!]

જવાબ આવ્યો: સરોવર તે કાન, અને પક્ષી તે કાનમાં પહેરાની તોટી અથવા વાળી

સમસ્યા : ૩

ચારપગો ને ચોસલો, નરને નામે નામ
અમે મગાવું જેઠવા! હોય તમારે કામ. ૧૦

[હે જેઠવા! ચાર પગ વાળો, ચોરસ આકારનો, પુરૂષવાચક નામ વાળો—તે પદાર્થનું તમારે (લગ્નમાં) કામ પડશે એ હું મગાવું છું.]

જવાબ આવ્યો . બાજઠ

સમસ્યા : ૪

પાંખાળો પરવત વસે, ગરમાં જેનાં ગામ
વર પહેલો તોરણ ચડે, કારીગરનાં કામ ૧૧

[પાંખવાળો છે: પર્વતમાં વસે છે. ગિરમાં એનું ગામ છે. લગ્નમાં હમેશાં એ વરના પહેલાં તોરણે ચડે છે: એ કોણ? એની તમારે જરૂર પડશે]

શિયાજીએ જવાબ મોકલ્યો: મોડ (મોર) [મોડ હમેશાં પરણતાં સ્ત્રી-પુરુષને મસ્તકે પહેરાવાય છે એ હુંગરાઉ વાંસની કાતળીઓનો બને છે]

સમસ્યા : ૫

વણુપ ખો ઘણુઉરહો, અણુચલીયાં જ ચણુન્ત,
નજીવો સજીવાને હણે, ગણુ બાંધ્યો જ રમન્ત. ૧૨

---

સૂરા! સારસ જેમ, બગવારે બેસી રીયો,
હોય તો કહે ને દા, નહિ તો નાકાગે બટો.

સૂરા ભેદ સુજાણ! અસર કોઇ હસ્યો નહિ,
અધૂરાં પૂરાં કરી સોનલનાં સગન્યાં નહિ.

મને આ બન્ને દોહાઓના અનુપ્રાસોમાં ત્રુટીઓ દેખાય છે સં.

[પાંખ વિનાનો: છતાં ઘણું ઉડનારો કોઇએ અણેતાં નહિ એવા ભક્ષને ચણનારો: પોતે નિર્જીવ છતાં સજીવોને હણનારો: ગુણ(દોરી)માં બાંધી રાખવાથી રમે છે: એ કોણ ?]

જવાબ આવ્યો : તીર.

સમસ્યા : ૬

માથાહીણો મરગલો, [1]શીંગડીયું બેચાર,
હેડમાં ઘાલ્યો હુડહુડે, નત્ય નવરાવે નાર. ૧૩

[માથા વિનાનો એક મૃગ[2] છતાં જેને બે ચાર શીંગડીઓ છે: કેડમાં નાખ્યા છતાં જે કોલાહલ કરે છે: જેને સ્ત્રીઓ નિત્ય નવરાવે છે: એ કોણ ?]

જવાબ આવ્યો : છાશ વલોવવાનો રવાયો.

[ હે બાઇ! તમારી ઇજ્જત મૂઠીમાં ઢાંકેલી છે ત્યાં સુધી જ એને લાખ રૂપીઆની સમજજો. જો એ સાચી વાતનો ભેદ ઉઘડી જશે તો પવન સિવાય બીજું કંઇ નહિ રહે. તમે કોડીની કિમ્મતના થઇ જશો. કેમકે તમારા પ્રત્યેક દુહાની સમસ્યા પારખનાર ગમાર શિયોજી નથી, પણ એનો ભત્રીજો હલામણ છે. છતાં સોન તો શિયાને પરણવા બેઠી છે. બેટાની (ભત્રીજાની) બાયડીને બાપ (કાકો) ઉઠાવી જશે. ]

આવું સત્ય સાંભળીને દાસી ઝંખવાણી પડી સોન પાસે આવી: સોન પૂછે છે કે હે દાસી! આટલી નિરતેજ કાં બની ગઇ! દાસી જવાબ આપે છે:

*બાઇ! અમને બાની વઢી, નદીએ ભરતાં નીર,
એક વચનને કારણે શોષાણું શરીર.
શોષાણું શરીર તે ઘરો ફુટી ગયો
ડોલરિયો હલામણ દેશવટે ગયો.
(હવે) મગાવો હીર ને વેગાવો ચીર,
બાઇ અમને બાની વઢી, નદીએ ભરતાં નીર. ૨૭

સો ... ગખી હકીકતનો મર્મ જાણ્યો ખબર પડી કે પોતાની પ્રત્યેક સમસ્યાના ઉકેલ મોકલનાર શિયોજી તો એ અર્થે પોતાના ભત્રીજા હલામણ પાસેથી જ કરાવતો. આવાં છલ કરીને મૂઢ શિયોજી એને પરણવા લોલૂપ હતો. સોને તુર્ત પોતાના સાચા વર હલામણને સમસ્યાયુક્ત લગ્નપ્રસ્તાવ પાઠવ્યો: હે હલામણ! અમને આ ચીજ મોકલો!

ધર પર ભરિયલ ધ્રો, ગગનાસર બાધલ ગળે,
પવને નવ પેખેલ, માછલ જળ માણેલ નહિ. ૨૮

[ સપાટી (ધરતી) ઉપર ધ્રો નામનું ઘાસ ઉગેલ છે, ગળામાં (અંદરના ભાગમાં) ગગન-સરોવર છે · જેને પવન સુદ્ધાંએ દીઠેલ નથી:

---

*આ દોઢીયો અથવા છકડીયો દોહો કહેવાય છે. એમાં છ પંક્તિઓ આવી અને છેલ્લે પહેલી પંક્તિની 'દોહ્ય' વળી.

જેનું પાણી માછલાએ પણ માણ્યું નથી એવું વિચિત્ર સરોવર અમને મોકલી આપો ! ]

જવાબમાં હલામણે 'શ્રીફળ' મોકલ્યું. સાચી સમશ્યા ઉકેલાઈ. લગ્ન મોકલ્યાં. હલામણ પરણવા માટે સોનાની ડેલી પર હાજર થયો. પરંતુ આવનાર પુરુષ અમારું બન્યું તે માફક બનાવટી તો રખે ને હોય ! એટલે ખાત્રી કરવા માટે સોને પુનઃ કસોટી માંડી. સમશ્યા મોકલી.

૧ : લંક લપેટણ સીતહર, નહિ લંકાપત રાવ,
જે કારણ કૈરવ હણ્યા, (તે) મોકલ મારા રાવ ! ૨૯

[ જે લંક-લપેટણ છે : ( ૧ લંકાને રક્ષનાર. ૨. કમર પર વીંટવામાં કામ આવનાર.) જે સીતહર છે. (સીતાનું અથવા ઠંડીનું હરણ કરનારઃ) જેને કારણે (એટલે કે દ્રૌપદીના એ નાએલાં ચીરને કારણે) આખું કૈરવ-સૈન્ય હણાયું, તે ચીજ મને મોકલો હે રાજા ! ]

ઉત્તરમાં હલામણે 'રેશમી ચીર' મોકલ્યું

૨ : ગજમંડણ હસતીચઢણ, વેશ્યાવલ્લો જેહ,
અબળા કેરૂં આભરણ, આણી આપો એહ. ૩૦

[ જે હાથીનો શણગાર છે, જે હાથી પર ચડે છે, જે વેશ્યાને વહાલો છે ને જે સ્ત્રીજાતિનું શોભા-ચિન્હ છે, તે મોકલો ! ]

ઉત્તરમાં હલામણે સીંદૂર મોકલ્યો.

૩ : આભ થકી યે ઉજળો, ચંદાવલ્લો જેહ;
વામા કેરો વાલીડો, આણી આપો એહ ! ૩૧

[આકાશથી પણ જે ઉજ્જ્વલ છે. ચંદ્રને જે પ્રિય છે, સ્ત્રીનો જે માનીતો છે, તે મોકલો.

જવાબમા હ° ણે અરીસો મોકલ્યો.

૪ : અણીયાળાં ભમ્મરમુખાં, નારીવદલાં જેહ,
વરતી લ્યો ગજકરણના ! આણી આપો એહ ! ૩૨

[જે અણીદાર છે: ભમરમુખાં છે: સ્ત્રીઓને વ્હાલાં છે: તેને સમજી જઇને હે ગજકરણ જેઠવાના પુત્ર! અમને લાવી આપો!]

ઉત્તરમાં હલામણે **નાગરવેલનાં પાંદ** મોકલ્યાં. સોનને ખાત્રી થઇ ગઇ કે સાચો વ્રત પૂરાં કરનાર તો હલામણ જ છે. એટલે સોને હલામણને કહાવ્યું કે

*હાલો હલામણ દેશમાં, સોની બેસારૂં ચાર,
[1]મોરાણે નાખું માંડવો, જુગતે જમીએ કંસાર.
જુગતે જમીએં કંસાર તે લગાર ચાંખીએ!
પંડ પીઠીઆળું કરી, ગળામાં વરમાળું નાખીએ.
મારે માથે બરડાનો રાજા, હું થઈ છું નિયાલ,
હાલો હલામણ આપણા દેશમાં! સોની બેસારૂં ચાર. ૩૩

પછી સોને હલામણને નજરે દીઠો. એના રૂપનાં પોતે વખાણ કર્યાં:

નવરો દીનોનાથ (તે 'દિ) હરખે ઘડયો હલામણો,
પૂતળું બેસાર્યું પાટ [2]બહોંતેરસે' બરડાધણી. ૩૪
મોતીડાની માળ, હૈયે હલામણ તણે,
કંકુવરણી કાય જુવાની તારી જેઠવા! ૩૫
જેવી સોન સુજાણ, તેવો હલામણ જેઠવો,
તન બે એકજ પ્રાણ, જુગતે જુગતું જોડલું. ૩૬
હલામણને હોઠ, પરોવેલ પરવાળાં
[3]નવરો દીનોનાથ (તે 'દી) હરખે ઘડયો હલામણો. ૩૭

---

* આ દોહાઓ બરાબર માપ વિનાનો અને વિકૃત છે

૧. સોન મોરાણા ગામની રહીશ હતી.

૨. બરડાધણીનાં, એટલે કે જેઠવાનાં તાબાનાં બહોંતેરસો ગામ ગણાતાં. એ સમયમાં જેઠવા રાજાની આણ છેક મોરબી સુધી વર્તતી.

૩. એ પંક્તિ આ દુહામાં અનુપ્રાસને હિસાબે બંધ બેસતી નથી થતી. સાચી પંક્તિ ગુમ થાય છે.

### ૩. દેશવટો અને દેશાટન

અત્રીજ હલામણને પોતાની પાપ-વાઝનાની આડે આવનાર ગણી શિયાજી રાજાએ દેશવટો દીધો.

હલામણ હાલી નીકળ્યો, રેઢાં મેલીને રાજ
.... .... .... .... ગળે ગેંડાની ઢાલ.
ગળે ગેંડાની ઢાલ તે ટપ ટપ ચુવે
માતા મીણલ ગગમોલમાં રૂવે.
ચડયને બાની કંકોડલે ! કર્યને હલામણને સાદ !
હલામણ હાલી નીકળ્યો, રેઢા મેલીને રાજ. ૩૮

ચાલતાં ચાલતાં રસ્તામાં કઠ કઠ જગ્યાએ હલામણ થળ્યો અને શા શા વિચારો કરતો ગયો તેનું વૃત્તાંત આવે છે.

*જોઈ જેતાવાવ, નવલખ્યા નાળ્યા નહિ,
[1]રામાપ્રોળનું રાજ, આપતમા હોય (તો) પામીએ. ૩૯

[અરે ધૂમલીની જેતાવાવ ન જોઈ નવલખો મહેલ પણ ન નિહાળ્યો અને રામાપોળનું રાજ તો કિસ્મતના હોય તો જ પમાય ]

કદાચ કાકા રોષ ઉતારીને પાછા બોલાવશે એ આશાથી થોડે દૂર આવેલી બગાધાર નાનની ધાર પર બેઠો રહ્યો

બેઠલ બગાધાર, જાણ્યું મનામણા મેલશે,
દેશવટો ધરાર, સાચો દીધેલ શિયે જેઠવે. ૪૦

[બગાધારના ડુંગર પર બેસી રહ્યો છુ મનમાં આશા હતી કે કાકા મનાવવા મોકલશે પરંતુ હવે તો સાચેસાચ શિયાજીએ દેશવટો દીધો ]

કાકાએ કહેવરાવ્યુ કે જો સોન રૂપનો દાવો છોડી દે તો રાજમાં રહેવા દઉં જવાબમાં હલામણે કહેવરાવ્યુ

* જેતાવાવ, નવલખો, રામાપોળ વગેરે ધૂમલીના સ્થળો હતાં. આજ પણ એના ખંડિયેર ઉભા છે, ૧ 'પ્રોળ' એ રૂપ મૂળ 'પોળ'–માંથી થઈ ગયું લાગે છે એ રીતે 'ર'કાર ઘણીવાર ઘુસી જાય છે જેમ કે 'તટ'નું 'ત્રટ'

બદલે બીજાં લોક, બરડાઈત બદલે નહિ;
[1]લાગે કુળમાં ખોટ, હીણું કરે હલામણો. ૪૧

[બીજાં લોકો ભલે ફરી જાય, બરડાનો રાજા ન ફરે. હલામણ જો હલકું પગલું ભરે તો કુળને કલંક બેસે.]

ચાલી નીકળે છે:

મેલ્યું કાળુભાર કચોળીયું, મેલ્યું ભૂંજેલું તળાવ,
જીવતડા કે'દિ આવશું, (નીકર) ગઢ ધૂમલીને જુહાર. ૪૨

[ધુમલી નગરનું કાળુભાર તળાવ, કચોળાયું તળાવ, ને ભુંજેલું તળાવ: ત્રણેને હું વટાવી ગયો. હવે તો જીવતો રહીશ તો કદિક આવીશ. નહિ તો ધૂમલીના ગઢને સદાના સલામ છે.]

આગળ વધ્યો. એક પછી એક નદીઓ વટાવી: વટાવતો વટાવતો પછવાડે ધૂમલી તરફ અને આભપરાના શિખર પર નજર કરતો જાય છે:

[1]ઢબરથી ઢળતે, ખારે મન ખૂંતે નહિ;
વરતુ ઉતરતે, આભપરો અળગો થયો. ૪૩

[ઢિબર નદીથી ઉતર્યો. ખારો નદીની અંદર મન ઠર્યું નહિ. વરતુ નામે નદી પણ ઉતરી ગયો. હવે તો આભપરો દૂર રહી ગયો.]

આગળ ચાલતાં બરડાના વીસાવાડા ગામને પાદર નીકળે છે. ત્યાં ગંગાજળ તળાવ છે.

[2]વીસળપરને વાસ, વાસો વસાવ્યાં નહિ;
(નીકર) નત્ય ગંગાજળ નાત, આભપરો આંખ્યું આગળે. ૪૪

૧. બીજો પાઠ·
ઢેબરને ઢોરે, ટાબ મન ટક્યું નહિ;
કાનમેરાને કોરે, ઇસે, મન આટા દીએ.
[કાનમેરો ડુંગર છે બરડાનો એક વિભાગ.]

૨. બીજો પાઠ·
વીસલપરને વાસ, વાસો વસાવ્યાં નહિ,
(નીકર) નત્ય રત્નાકર ન્હાત, દર્શન કરત દેવનાં.
પરંતુ વીસાવાડાની પાસે રત્નાકર (દરિયો) છે જ નહિ.

[ આ વીસાવાડામાં હું વાસ કરીને રહ્યો હોત ! તો રોજ ગંગા-જળ તળાવમાં ન્હાત અને આસપરો ડુંગર પણ આંખોની સન્મુખ જ રહેત, ને હું ધૂમલીની આ રાજખટપટમાંથી બચી જાત ]

પછી પોતે તળાવડીનું પાણી પીવે છે. પણ બે સોએ માંહી પડીને અગાઉથી પાણી ભાવતું નથી તેથી પોતાના શરીરને ઠપકો આપે છે

ડોબાનાં ડોળેલ, ભાંભર જળ ભાવે નહિ,
સુગાળ મ થા શરીર ! વેણુ-જળ વાસે રીયાં. ૪૫

[ હે મારા શરીર ! તું આટલું ચાગલું ન થા ! તને બેસોનાં ડોળેલાં ને મળમૂત્રથી ખારાં થયેલાં આ નીર નથી ભાવતાં, પણ શો ઇલાજ ! તારી વ્હાલી મીઠી વેણુ નદીનાં નીર તો દૂર રહી ગયાં. ]

વીસળપરના વાણીઆ ! એક સંદેશો સુણયે,
સોનલ આંહીથી નીકળે, (તો) આશા જુવાર ભણયે. ૪૬

[1]જાળેરાની છોક, આતમ અંઘોળ્યું નહિ,
સરગાપરીનો સંતોક, પાંજર કે હિ પામશે ! ૪૭

[ જાળેરા ગામની નદીમાં મેં મારું હૃદય નવરાવ્યું પણ નહિ હવે તો ફરીવાર મારું હૃદયપીંજર એ સ્વર્ગાપુરીનો સંતોષ નથી પામવાનું. ]

રસ્તે એક નદી આવી નદીમાં તણાતો આવતો એક વાંસ દીઠો પોતાને ધૂમલી શહેરની વેણુ નદીને તીરે ઉગતા વાંસનું સ્મરણ થયું:

*વીહોઇ કેરા વાંસ, શે અવગુણે આવિયો ?
ભણને ભોમના ભ્રાત ! સંદેશો કાંઇ સોનનો ! ૪૮

---

[1]હલામણ જાળેરા ગામને પાદર પાજ બાંધીને વરતુ નદી ઉતરેલો ત્યાં એના ઘોડાના ડાબલાની છાપો પડેલી હોવાનું તથા એણે દાતણની ચીર વાવેલી તેનું રૂખડું ઉગેલું હોવાનું બતાવાય છે

*પાઠાન્તર આ પાઠ પ્રાસ મળવાથી વધુ ઠીક લાગે છે.
વાલા વિજોગી વાંસ, અહીં શે અવગુણ આવિયો,
પાવા ઘડાવું પાય, સંદેશો ભણ્ય સોનનો !

[ હે વીણોઇ ડુંગરના વાંસ ! તું વળી કયા અપરાધે (દેશવટો પામીને ) આંહીં આવ્યો ! હે મારી ભૂમિના નિવાસી ભાઇ (દેશબંધુ), કાંઇ સોનનો સદેશો તો કહે ! ]

દેશાઇ દીઠે દેશ, વધન હરાણાં વાંસડા !
ભણુને ભોમ તણા ! સંદેશો કાંઇ સોનનો. ૪૯

[ દેશબધુને દેખતાં જાણે દેશ જોયો હોય તેવો પ્રેમ થાય છે. હે વાંસડા ! જાણે વિઘ્નો હરાય છે. હે મારી ભૂમિના (વતની) ! સોનનો કંઇક સદેશો તો કહે !]

જાણે કે વાંસ જવાબ આપે છે :

હલામણુ હૂતે, *કાતળીય કપાતી નહિં;
જેઠીરાણુ જાતે, [1]વન વન થીયા વાંસડા. ૫૦

[ હે ભાઇ હલામણ ! તું હતો ત્યાં સુધી અમારી એક કાતળી પણ કોઇ કાપતું નહોતું. પણ હવે તો હે જેઠવા રાજા ! તારા જવાથી અમે વાંસડા બધા નષ્ટ ભ્રષ્ટ થઇ ગયા. ]

અને સોનનો સદેશો તો હું શી રીતે આપું ?

+(હુ) કેડી મેરનો વાંસ, કાપ્યો કોઇ કબાડીએ
લેવાણો લોઢે, (મને) શુદ્ધ નો રહી સોનની. ૫૧

[હું કેડીમેર ડુંગરનો વાંસડો : મને કોઇ કઠીઆરાએ કાપ્યો ને હું તો પાણીના લોઢ (પૂર)માં ખેંચાયો. એટલે મને સોનની શુદ્ધિ ન રહી.]

એમ કરતાં હલામણ ઓખામંડળ પણ ઓળંગી ગયો :

ઓખો બરડો ને ઘૂમલી, મેલ્યા ત્રણે દેશ
શિયે જેઠવે છેતર્યાં, કાઢયાં કાળે વેશ. ૫૨

---

* પાઠાન્તર : 'પને પણ પડતાં નહિ'

1. પાઠાન્તર: 'વન વન વીંખાણા વાંસડા.'

+ પાઠાન્તર : લઇ 'કબાડીએ કાપીઓ, ઝીંકયો . જાંખું માંય.' સરખાવો 'ઝાક' પૃ ૧૬.

[ આ વીસાવાડામાં હું વાસ કરીને રહ્યો હોત ! તો રોજ ગંગાજળ તળાવમાં ન્હાત અને આભપરો ડુંગર પણ આંખોની સન્મુખ જ રહેત, ને હું ધૂમલીની આ રાજખટપટમાંથી બચી જાત ]

પછી પોતે તળાવડીનું પાણી પીવે છે પણ ભેંસોએ માંહી પડીને બગાડેલુ પાણી ભાવતુ નથી તેથી પોતાના શરીરને ઠપકો આપે છે

ડાબાનાં ડોળેલ, ભાભર જળ ભાવે નહિ,
સુગાળ મ થા શરીર ! વેણુ-જળ વાસે રીયા. ૪૫

[ હે મારા શરીર ! તું આટલુ ચાગલુ ન થા ! તને ભેંસોનાં ડોળેલાં ને મળમૂત્રથી ખારાં થયેલાં આ નીર નથી ભાવતાં, પણ શો ઇલાજ ! તારી વ્હાલી મીઠી વેણુ નદીનાં નીર તો દૂર રહી ગયાં. ]

વીસળપરના વાણીઆ ! એક સંદેશો સુણવે,
સોનલ આંહીથી નીકળે, (તો) ઝાઝા જુવાર ભણવે. ૪૬

[1]જાળેરાની ઝોક, આતમ અંઘોળ્યું નહિ,
સરગાપરીનો સંતોક, પાંજર કે હિ પામશે ! ૪૭

[ જાળેરા ગામની નદીમાં મેં મારૂં હૃદય નવરાવ્યું પણ નહિ હવે તો ફરીવાર મારૂં હૃદયપીંજર એ સ્વર્ગપુરીનો સંતોષ નથી પામવાનું ]

રસ્તે એક નદી આવી નદીમાં તણાતો આવતો એક વાંસ દીઠો પોતાને ધૂમલી શહેરની વેણુ નદીને તીરે ઉગતા વાંસનુ સ્મરણ થયુ.

*વીણુઇ કેરો વાંસ, શે અવગુણે આવિયો ?
ભણને ભોમના ભ્રાત ! સંદેશો કાંઇ સોનનો ! ૪૮

---

[1]હલામણ જાળેરા ગામને પાદર પાજ બાંધીને વરતુ નદી ઉતરેલો ત્યાં એના ઘોડાના ડાબલાની છાપો પડેલી હોવાનુ તથા એણે દાતણની ચીર વાવેલી તેનુ રૂખડુ ઉગેલુ હોવાનુ બતાવાય છે

*પાઠાન્તર આ પાઠ પ્રાસ મળવાથી વધુ ઠીક લાગે છે
વાલા વિજોગી વાસ, અહીં શે અવગુણ આવિયો,
પાવા ઘડાવુ પાય, સંદેશો ભણ્ય સોનનો !

[ હે વીણોઇ ડુંગરના વાંસ ! તું વળી કયા અપરાધે (દેશવટો પામીને ) આહીં આવ્યો ! હે મારી ભૂમિના નિવાસી ભાઇ (દેશબંધુ), કાંઇ સોનનો સંદેશો તો કહે ! ]

દેશાઈ દીઠે દેશ, વધન હરાણું વાંસડા !
ભણુને ભોમ તણા ! સંદેશો કાંઇ સોનનો. ૪૯

[ દેશબંધુને દેખતાં જાણે દેશ જોયો હોય તેવો પ્રેમ થાય છે. હે વાંસડા ! જાણે વિઘ્નો હરાય છે. હે મારી ભૂમિના (વતની) ! સોનનો કંઇક સંદેશો તો કહે !]

જાણે કે વાંસ જવાબ આપે છે :

[ ધૂમતી, બરડો પ્રદેશ, અને એ ખ મ ડળ. એમ ત્રણે પ્રદેશને વટાવી ગયો હાય ! શિયાળ્જી જેઠવાએ છેતરીને મને કાળે વેગે કાઢયો ]

દરિયાને તીરે હલામણ ઊભો રહ્યો એણે સાગરને ઊછળતો ને અશાંત દીઠો બોલ્યો

સાગરને સખ ન્હોય, *રાત દિવસ ગીબાવણા,
હાલકલોળો હોય, હૈયે હલામણ તણે. ૫૩

[ આ સાગરને પણ સુખ નથી દિવસરાત એ રીબાય છે હલામણના હૈયાની માફક એનુ હૈયુ પણ હાલકલોલ થઇ ગયુ છે ]

સમુદ્રની ખાડીમાં એક મોટો મચ્છ પડ્યો તેને જોઇ હલામણ પૂછે છે

[1]મચ્છ મહાજળ હોય, કિયે અવગુણે કાઢિયો ?
છલકી છેહ થિયો ? (કે) [2]સાયરે સઘર્યો નહિ ? ૫૪

[ હે મચ્છ ! તારો વાસો તો ઊંડા જળમાં હોય તને સમુદ્રે કયે દોષે કાઢયો ? શુ તુ તારી જાતે જ છલકી ને બહાર નીકળી ગયો ? કે તને સમુદ્રે સઘર્યો નહિ ? ]

જાણે મચ્છ જવાબ આપે છે

ગઇ [3]વીજ્ય વળે, વીજ્યે વળાણુ નહિ,
[4]સાનાની સગતે, હાલી ઘટ હળવુ થીયુ. ૫૫

[ હે હલામણ ! હુ મોટુ માછુ પણ નાના માછલાની સગત કરીને નીચી ભૂમિકા પર હતર્યુ એ નાનાંની સગે સગે હુ પણ

---

*પાઠાન્તર ૧ રાત દિવસ રીસામણા ૨ રાત દિવસ રીણારણાં ૩ રાતોદિન ટીરોળવા

૧ પાઠાન્તર
(૧) મચ્છ મહાજળ હોય, કિયે અવગુણે આવીયો ?
એવા સાયર ન્હોય, મર કેતા અવગણ કરે
૨ પાઠાન્તર રીણાયરે રાખ્યો નહિ
૩ વેળ્ય ૪ નાના માછલાં

ભરતીની વેગમાં કિનારા તરફ ચાલ્યું આવ્યુ પછી વેગ પાછો વળ્યો ત્યારે એ નાના તો મને છોડીને ચાલ્યાં ગયા, પણ મારો દેહ મોટો હોવાને કારણે મારાથી કિનારા પરથી ખસી ન શકાયુ હું છીછરા જળમા પડી રહ્યુ

હાં રે કુંવર હલામણા ! [1]દશના ફરતા ઘાટ,
(તું) ઉગટ્યો આભપરા ધણી ! (તો) માછલડું કોણ માત્ર ! ૫૬

[ હે કુંવર હલામણ ! એ તો બધા દશાના પલટતા ઘાટ છે તારા જેવો આભપરા ડુંગરનો ધણી ઉથલી પડ્યો, તો હુ માછલુ શી વિસાતમાં ? ]

હલામણ દિલાસો ધરે છે

રામ સમા બાણાવળી, સીતા સમા સતી,
એને વન વસવુ પડ્યુ (તો) માછલી કોણ ગતિ ! ૫૭

કાંઠે માછલા પકડનારા માછીને હલામણ કહે છે

જાળીડા ! નાખને જાળ, [2]નસીબની નોંધી કરી
કરમ છે કપાળ, (કે) બોતેરસે બરડે ગીયા ? ૫૮

[ હે ભાઇ માછી ! એક વાર મારા તકદીરની નોંધીને તુ જાળ નાખ તો ? જોઉં તો ખરા, કે મારા ભાગ્ય મારા કપાળમા જ છે, કે એ તકદીર પણ બહોંતેરસો ગામના બરડા રાજ્યમા જ રહ્યા ?—અર્થાત જો પોતાના નામે જાળમાં માછલુ આવે તો પોતે સમજી શકે કે એનુ કિસ્મત પરદેશમા ફળશે

માછીમારે હલામણના નામ પર જાળ નાખી બહાર કાઢતાં અંદર મોતીડા ને રત્નો આવ્યા હલામણે ફરીવાર કહ્યુ

જાળીડા નાખને જાળ ! તારા નમતની નોંધીને,
(આવ્યા) શંખલા ને શેવાળ, માછલીનુ ટોળે વળી. ૫૯

માછીમારે જાળ નાખી બહાર કાઢી અંદર કેવળ શંખલા ને શેવાળ જ આવ્યા એ જોઇ હલામણ બોલ્યો

૧ પાઠાન્તર પડે પોશીતા પાગ '
૨ પાઠાન્તર મારા નસીબની નોંધીને' અથવા 'મોઢા મેરામણ મધે'

આજુકો સાગર ઉમટયો, રતન રેલાણાં જાય,
[1]કરમહીણો કર વાવગે, સખલે મૂઠ ભરાય. ૬૦

[ આ સાગરમા રત્નો રેલાતે જાય છે પરતુ એમા કિસ્મત વગર હાથ નાખવાથી મૂઠીમા માત્ર શખલા જ આવે છે, રત્ન નથી આવતાં ]

ચાલતા ચાલતા એને અતરે કેટલાં દુખ થયાં ?

જેતી વેળુ વોકળે, જેતા કણ કોઠાર,
એતા દખ દટાર, હયે લાગ્યા હલામણા ! ૬૧

[ નદીમા જેટલી રેતીની કાણીઓ હોય કોઠારમા જેટલા દાણાના કણ હોય એટલા દુખો હલામણને હૈયે લાગ્યા ]

ચાલતા ચાલતા બરડાને સીમાડે સમુદ્રતીરના મીઆણી ગામે આવ્યો

[2]મીઆણીને મોરે, હાકર્યું મન હાલે નહિ,
કોયલાની કોરે, લટકયુ લાબા ઉપરે ૬૨

[ મીઆણી ગામ છોડીને આગળ મારુ હૃદય હાકલ કરવા છતાં પણ હાલતુ નથી આ કોયલા ડુગરની કોર પર અને લાબધાર પર અતર લટકી રહે છે ( કોયલો ડુગર દરિયામાં ટાપુ જેવો છે ) અને

૧ પાઠાન્તર 'કરમહીણા ભરે ખોબલા સખલે મૂઠી ભરાય' (બૃહત્કાવ્યદોહન ભા ૧ની અદર 'ઓખાહરણ'મા 'સામેરીના દુહા' છે તેમા પાઠ આવો છે

'સામેરી સાયર ઉમટયો, રતન તણાણા જાય"
'કરમહીણો ભરે મૂઠડી, સખલે હાથ ભરાય'

૨ પોરબદર રાજ્યમા બરડા પ્રદેશનુ સમુદ્રતીરનુ છેલ્લુ નાકુ આ મીયાણી ગામ પૂર્વે એક નગર હોવુ જોઇએ મોટાં શિવલિંગોવાળાં ઘણા દેવાલયો અને અન્ય અસલી મદિરો ત્યાં ઉભાં છે ત્યાથી ખાડી ઓળગીને કોયલા ડુગર પર જવાય છે એની ટોચ પર પ્રાચીન અને નીચે પેટાળમા અર્વાચીન એમ બે દેવળો 'હર્ષદી માતાના સ્થાનકો છે દતકથા એવી છે કે આ હર્ષદી માતાની નજર પૂર્વે ડુગરની ટોચેથી દરિયામા ચાલતા વહાણો પર પડવાથી વહાણો ડુબી જતાં એટલે જગડુશા નામના વણિકે દેવીને નીચે ઉતારવા ડગલે ડગલે પાડાનો અને છેલ્લે પુત્ર તથા પુત્રવધુનો ભોગ આપેલો.

માતા રોવે મેડીએ મંડળિક માઢ ચડે,
હીરો હલામણ હલ ગીયો, શિયા સખ કરે ! ૬૩

[ ધૂમલીની મેડીએ માતા રડે છે, માઢ પર ચડી નાનો ભાઇ મંડળિક રડે છે. હલામણ જેવો હીરો ચાલ્યો ગયો. હે શિયા ! હવે શું તારે સુખ કરીને રહેજે !

### ૪. સિંધની બજારમાં

ગામની બજારમાં હલામણ ઉભો છે. તે વખતે કોઇ રાજકુંવરી વેપારીની દુકાને હટાણું કરવા બેઠવી એને એની દાસીએ આવીને કહ્યું:

કાળો ઘોડો ને કાટવો, ભમ્મર ભાલું હાથ,
બાઇ ! આપણી બજારમાં જોઇ જેઠવાની જાત. ૬૪ .

[ હે બાઇ ! આપણી બજારમાં એક અસ્વાર દીઠો. કાળો ઘોડો છે: કાળો લેબાસ છે : હાથમાં ભમ્મર ભાલું છે : મુખમુદ્રા પરથી જેઠવા કુળનો જણાય છે. ]

આંગળીએ ચોગઠ વળે, નહિ વેઢો કે વળ;
બાઇ ! આપણી બજારમાં દીઠો માધવો નળ. ૬૫

[ જેની આંગળીઓ એટલી બધી કૂણી (વેઢા અથવા નળ વિનાની) છે કે જેમ વાળીએ તેમ વળે છે : એવો કોઇ માધવા નળ સમો સુંદર પુરૂષ મેં આપણી બજારમાં દીઠો હે ! બાઇ (માધવો નળ નામનો કોઇ એક વાર્તાનાયક જૂના સાહિત્યમાં આવે છે. એ અતિ સુંદર હતો.]

• એક તો ઈંદર રાણીઓ, બીજો માધવ જાણુ,
ત્રીજો હલામણ જેઠવો વેણું-ધણી વખાણુ ૬૬

રાજકુંવરી (દેવલદે)એ દાસીને હલામણ પાસે પૃછવા મોકલી: દાસી પૂછે છે:

અસૂરા ઉભા [૧]પરખડા કોણ તમારાં નામ?
કિયા રાજાના બેટડા, કિયું તમારૂં ગામ? ૬૭

---

૧ 'પુરૂષ' પરથી 'પરખ' ને પછી 'પરખડો.'

[ હે અસૂરી વેળાએ હલેલા પુરુષ ! તમારું નામ શું ? તમે કોના પુત્ર ? કયુ ગામ તમારું ? ]

હલામણ ઉત્તર આપે છે:

અસૂરા ઉભા પરખડા, હલામણ મારૂં નામ,
ગજકરણનો બેટડો, ઘુમલી મારૂં ગામ. ૬૮

રાજકુંવરી એ રૂપ નિહાળવામાં ગરી, એટલે પોતે જે હાર મૂલવ્યો હતો તે વેપારીની દુકાને જ વિસરીને ઘેર આવી. એણે પોતાની માતાને કહેવરાવ્યું :

વાણીડાને હાટ (અમે) દો દો વસ્ત વિસારીયું
એક હૈડાનો હાર, બીજો હલામણ જેઠવો. ૬૯.

રાજમાતા હલામણની ફુઇ હતી. એણે હલામણને તેડવા મોકલ્યો. હલામણ વાણીઆની દુકાનમાં સંતાઇ ગયો છે. વાણીઓ માનતો નથી. હલામણને બહાર કાઢતો નથી. તેથી દેવડેએ કહ્યું :

વાવો મ થા વાણીઆ, હૈયું રાખને હાથ,
ગાંઠડિયુંના ગરાક ! કાળજ હોય તો કાઢને ! ૭૦

[હે વાણીઆ ! તુ વેવલો ન બન. તું તારું હૃદય કાબુમાં રાખ. અને હે ગાંસડીઓના ગ્રાહક ! હે વસ્તુઓના વેપારી ! તું મારૂં કાળજું (હલામણ) આંહી હોય તો કાઢી દે.

હલામણ બહાર નીકળે છે. એને મહેલમાં લાવે છે. ફુઇ એને માટે શય્યા પાથરવા લાગે છે ત્યારે હલામણ બોલે છે :

સુખની સેજું નોય સેજડીએ સુવાય નૈ,
હલામણને હોય સોન વિજોગે સાથરો. ૭૧

[આજ મારે સુખની શય્યા ન હોય. શય્યા પર મારાથી સુવાય નહિ. સોનના વિયોગમાં તો હલામણને સાથરો જ શોભે.]

ઢોલીઓ મ ઢળાવ, ઢોલીએ મન ઢળશે નહિ,
સાથરડે સૂવાડ (તોય) રૂડું માને રઢિયાળી. ૭૨

[ હે ફુઇ, ઢોલીઆ ન ઢળાવો. મારૂં હૃદય ઢોલીએ નહિ ઠરે. અરે, આજ તો તું મને સાથરે સુવારીશ, તો પણ સોન શાદિયાણીને રીસ લાગશે. એના વિના હું શી રીતે સુખે સુઉં ? ]

ફુઇ એને દુઃખ વિસરાવવા સિંધની સુમરીઓમાંથી કોઇ એકની સાથે પરણવા લોભાવે છે. સુમરીઓને નિરખીને હલામણ બોલે છે:

લાંબા પેર ઘાઘરા, પેટે ડફરીયું,
વારૂં હું સોન ઉપરાં, સોળસેં સુમરીયું ! ૭૩

[ જે લાંબા ચણીયા પહેરે છે, અને જેનાં પેટ મોટાં છે, એવી એક જ નહિ, પણ સોળસો સુમરીઓને હું એક સોન ઉપરથી ન્યોછાવર કરી નાખું છું. [સોનની તોલે કોઇ સુમરી ન આવે.]

આવળ જેડી ઉજળી, હો પુલેજો ભાર,
જેડી સંધજી સુમરી, (એડી) માંડપરી મેઘવાળ. ૭૪

[ આવળ ફુલ જેવી ઉજળા વર્ણની અને વજનમાં એ ફુલ જેટલી હળવી આ સીંધની સુમરીઓ ભલે રૂપવતી રહી, પણ એના સરખી રૂપાળી તો મારા ગામ માંડપરની મેઘવાળ (ઢેઢ) કન્યાઓ પડી છે.]

### ૫. સોન શોધે ચડે છે

ધુમલીથી હલામણ ગયો એટલે શિયાજીએ લગ્નચિન્હ તરીકે સોનને શણગાર મોકલ્યા: સોન એ શણગાર પાછા વાળે છે: કહાવે છે કે

સુંડીભર્યો શણગાર શિયાનો શોભે નહિ,
હલામણ ભરથાર, શિયો અમારો સાસરો. ૭૫

[ આ સુંડલી ભરીને મોકલેલો શિયાજીનો શણગાર મને ન શોભે, કેમકે મારો પતિ તો હલામણ છે. શિયોજી તો મારો સાસરો છે.]

શિયાને કરડે સાપ કાળો કરંડા માયલો,
હલામણ ભરથાર, શિયો અમારો સાસરો. ૭૬

[ મને પરણવા આવનાર શિયાજીને તો કાળો, વાદીના કરંડીઆ માયલો સાપ ડસે ! ]

મન લખિયું ન ભણાય, મન જાળવ્યું જળવાય નૈ,
ઘુંટાય ઘટડા માંય, વળી આવો વેણું-ધણી! ૭૭

[ મનની વાત કહેવા જતાં કહેવાતી નથી, તેમ મનમાં સાચવી પણ શકાતી નથી. અંતરની અંદર ઘોળાયા જ કરે છે. હે વેણૂ નદીના રાજા હલામણ! તમે પાછા આવો. ]

ઉતારા અંગાર જાતાં લાગે જેઠવો,
હૂલ્યું હૈયા માંય હાલ્યો મારી હલામણો. ૭૮

[ જેઠવો ચાલ્યો જતાં આ મુકામના વસવાટ મને અંગાર સમ લાગે છે. હૃદયમાં હૂલ્ય (અણીદાર હથીઆર) ભોંકીને જાણે હલામણ ચાલ્યો ગયો. ]

ઘોળી ઘૂમલીની બજાર, લિયાળા લાગે;
જેઠીરાણ જાતે ઉથલતે આભપરા-ધણી. ૭૯

[ હવે જેઠવો રાજા અને આભપરા પહાડનો સ્વામી જતાં આ ઘૂમલીની બજાર હું ઘોળી દઉં. મને શરીરમાં ત્વાળા લાગે છે. ]

વીહોઇને વને વીંટાણાં વેલા જીં[1]
નીતરતે નેણે, હાલી નીકળ્યો હલામણો. ૮૦

[ આ વીહોઇ ડુંગરના વનમાં જેમ વેલા વધી વધીને વીંટાઇ-ગુંચવાઇ જાય, તેમ અમે પણ અટવાઇ ગયાં. અને હલામણ તો આંસુ ટપકતે નેત્રે ચાલી નીકળ્યો. ]

[2]હલામણને કારણે ભગવો પેર્યો ભેખ
પીયર મારૂં પાછું રીયું, પોંચી ઘુમલી ઠેઠ.

પોંચી ઘુમલી ઠેઠ તે સાચી,
સોન વરવા આવી નૈ જાય પાછી. ૮૧

1. 'જીં'નો અર્થ 'જેમ' 'માફક' છે. એ ચારણી ભાષા-પ્રયોગ છે.
2. આ દોહીપો નરક છે.

સોન કે' વોળાવી સાસરે, તે દિ' દકળો લાગ્યો' તો દેશ
વાલાં હતાં તે વેરી થીયાં, શો કરવો ઉપદેશ !

શો કરવો ઉપદેશ કે જાણીયાં
ચોખાં ને બ્રાહ્મણ કે વાણીયાં.

હલામણને કારણે મેં ભગવો પેર્યો ભેખ
સોન કે' વોળાવી સાસરે, તે દિ' દકળો લાગેલ દેશ. ૮૨

હાલો બાની ! વનરા ઢુંઢીએ, મળી ઉડાડિયેં મોર,
[1](જેને) ટૌકે હલામણ સાંભરે, કટકા કાળજ કોર.

કાળજ કોર તે કટકા કિયો,
ડોલરિયા હલામણને દેશવટો થિયો;

સોન કે' શિયા ! તેં વખંડી અમારી જોડ,
હાલો બાની ! વનરા ઢુંઢીએ, મળી ઉડાડિયેં મોર. ૮૩

[હે દાસી ! ચાલો આપણે વનરાઇમાં હલામણને શોધીએ. અને આ મોરલાને ઉડાડીએ. કેમકે એના ટૌકા સાંભળતાં જ હલામણ મને યાદ આવવાથી મારા કાળજાની કોરના કટકા થાય છે. મારો ડોલરિયો હલામણ દેશવટે જાય છે. હે શિયાજી ! તેં અમારી જોડલી વિછાડી ! ]

સોને રથ કર્યો સાબદો, નીકળી બરડાની બા'ર,
ધોરીને ગળે ઘુઘરા, ગોરે મોતીની માળ.

ગોરે મોતીની માળ તે જડતર જડી,
પીંજણીએ પગ દઇ સોન રથડે ચડી;

ચુબકીઆળી ચુંદડી અંગે ઓઢી સાર,
સોને રથ કર્યો સાબદો, નીકળી બરડાની બા'ર. ૮૪

---

૧ પાઠન્તર : 'જેની ગહેકે હલામણ ગયો'

[સોને રથ તૈયાર કર્યો, બરડાની બહાર નીકળી રથને જોતરેલા ધોરી(બળદો) ની ડોકે ઘૂઘરમાળ પહેરાવી છે અને એને મોરડે મોતીની માળા ઝુલે છે એવા સણગારેલા રથની પીંજણી પર પગ મૂકીને સોન ચડી ગઈ એના અંગ પર ભાત વાળી ચુંદડી ઓઢેલી છે]

ભાળ લેતી લેતી સોન સિંધમાં કેરાકોટ ગામે ગઈ એને સમાચાર મળ્યા કે હલામણ તો ૧અખાત્રીજને મેળે હાબા ડુંગર પર હીંચોળે હીંચકવા ગયો છે સોન એની પાછળ હાબે આવી પરંતુ એને થોડુંક જ મોડું થયું હતું હલામણ હીંચકેથી પડીને મરી ગયો હતો સોને કલ્પાંત આદર્યું.

૨ હાબાની હદમાય પીડીસર્યો પોઢાડિયો
મીંઢળ છુટ્યા મસાણ, હારી બેઠા હલામણો ૮૫

[આ હાબા ડુંગરની હદમાં મેં હલામણને પીઠી ભરેલો (લગ્નના લેપથી મઢેલો) પોઢાડ્યો અમારાં મીંઢળ સ્મશાને છૂટ્યાં હું હલામણને હારી બેઠી]

પીઠીઆળે પગે ચોરિયે ય ચડયાં નહિ,
ધ્રસકને ઢોલે બાજોઠે ય બેઠાં નહિ. ૮૬

[અરે ! પગ પર પીળી પીઠીનું મર્દન કરીને અમે કન્યા-ચોરીની વિધિ પણ ન કરી ઢોલ બજાવીને બાજઠ પર પણ ન બેસી શક્યા]

તાટકતી તાળીએ હલામણથી હસિયાં નહિ,
અવઢવ્ય રૈ ગઈ એ જામોકામી જેઠવા ! ૮૭

[અરેરે ! હું સામસામી તાળી લઈ દઈને હલામણ સાથે હસી પણ નહિ મારા મનમાં તો એ ઓરતા સદાને માટે રહી ગયા]

---

૧ અક્ષયતૃતિયા એટલે વૈશાખ શુદ ત્રીજ તે દિવસે ગામડાના પાદરમાં ઝાડ પર હીંચકા બાંધીને હીંચકવાનો રિવાજ હતો હજુ પણ છે

૨. ભુજથી બે ગાઉ દૂર 'હાબો' ડુંગર છે એના ઉપર ઝાકળ નથી પડતી. કોઈ 'હાકો' લખે છે તે ખોટું છે

હલામણ હીલોળ દુઃખના દરિયા ઉમટયા,
પાંજર કીં પરોળ વિસમરો વેણુ-ધણી! ૮૮

[ હે હલામણ! આ તો અંતરમાં દુ:ખના દરિયા ઉમટીને છોળે ચડયા હવે મારું હૃદય-પીંજર કેમ કરીને પોતાનું દુઃખ શમાવશે હે વેણુના સ્વામી! ]

*હાબા ડુંગર હેઠ, હલામણ હીંચોળ્યો નહિ,
(નીકર) આવતો ઉઠળ લત જતને કરીને જેઠવા! ૮૯

[ આ હાબા ડુંગરની તળેટીમાં વ્હેલી આવીને હું હલામણને અખાત્રીજના હીંચકા પર હીંચોળી ન શકી નો હું હીંચકાવવા હાજર હોત, તો હે જેઠવા! તું પડીને જ્યારે નીચે આવતો હતો ત્યારે હું તને ઝળવીને મારી બાથમાં ઝીલી લેત તને પડવા ન દેત. ]

[1]હલામણની હડતાળ, આંગળીએ ઉઘડે નહિ
કુંચીયું વિનાના કમાડ જડી હાલ્યો તું જેઠવા! ૯૦

---

*હલામણ હાબે ડુંગરે હીંચકેથી પડીને મુવો હતો, તેની સાક્ષી આ દોહો પૂરે છે તે ઉપરાંત આજ સુધી પણ એ મૃત્યુના શોકમાં અખાત્રીજને દિવસે હાલામણના વતનો હીંચકે નથી હીંચકતા, એમ કહેવાય છે.

૧ પાઠાન્તર — હલામણની હડતાલ દેયુમા દીધલ રહી,
કેમ ઉઘડશે કમાડ જડતરવાળા જેઠવા!

એક બીજો દોહીઓ દોહો આવો મળે છે

"હાબેથી હલામણ ઉતર્યો, માથે સાકળિયા ટોપ
"થર થર કંપે માળવો, રોવે ઉજ્જણના લોક
"રોવે ઉજ્જણના લોક તે ધોખો ધરી,
"લાવ્યને આની, કાળુ ગજકણ, પાળીએ હલામણનો શોક
"હાબેથી હલામણ ઉતર્યો, માથે સાકળિયા ટોપ"

આમાં 'માળવો' દેશ અને 'ઉજ્જેણીના લોક'નો ઉલ્લેખ તદ્દન અર્થ-શૂન્ય છે હલામણને એની સાથે કશી નિસ્બત નહોતી પરંતુ રાજા વિક્રમના સ્થાન તરીકે એ બન્ને શબ્દો લોક-માનસમા અતિશય વ્યાપી ગયા હોવાથી લોકો ઠીક પડે તે ઠેકાણે એ પ્રયોગો કરતા હતા. સં.

આ કથાને રા. જગજીવન કા. પાઠકે ૪ સ ૧૯૧૫ના 'ગુજરાતી'ના દીપાત્સવિ અંકમા આપેલી હતી ને 'મકરધ્વજવંશી મહીપમાળા'ની ચોપડીમાં મૂકી છે એમા સંપાદક તળાજાના એભલવાળા માટે કહેવાતો પ્રસગ. (સાતદુકાળી, મત્રેલ હરણ, વગેરેનો : જુઓ રસધાર : ૧ - પા ૧૮૮) મેહજીની સાથે જોડે છે ઉપરાત આ પ્રસગ બરડા ડુગરમા નહિ પણ ત્યા ૫૦-૬૦ ગાઉ દૂરના ઢાંગા ડુગરમા બન્યાનુ માને છે મેહજીને રા. પાઠક ૧૧૪મી પેઢીએ મૂકે છે પણ તેની આલબંન નથી આપતા પોતે તે પછીના ૧૪૭મા રાજાને બારમી શતાબ્દીમા મૂકતા હોઇ, અંદાજે મેહજીનો સમય બીજા ત્રીજા સૈકાની અંદર માની શકાય. પરંતુ બીજા એક મેહજીને (૧૫૨) પોતે સંવત ૧૨૩૫મા મૂકે છે. ઉજળીવાળો મેહજી આ તો ન હોય? કથાના દોહાઓ ૧૦૦૦-૧૫૦૦ વર્ષના પ્રાચીન તો નથી જ સંભવતા ઘટના બન્યા બાદ ૧૦૦-૨૦૦ વર્ષમા એનુ કવિતાસાહિત્ય રચાય એવુ ગણીએ તો મેહ ઉજળીના દોહા સંવત ૧૪૦૦-૧૫૦૦ જેટલા જુના હોવાનુ કલ્પવુ અનુકૂલ પડે છે તો પછી આ કથાનો નાયક ૧૫૨મો મેહજી હોવાનો સભવ વધુ સ્વીકારવા યોગ્ય મનાય ]

§

### ૧. નેસડામાં વાટ-પ્રતીક્ષા

અમરા કાજાની ઉજળી, ભાણ જેઠવાનો મેહ
જે દિ'નાં સૂતેલ સાથરે, તે દિ'નો બાંધેલ નેહ. ૧

[ઉજળી હતી અમારા કાજા નામના ચારણની પુત્રી, અને મેહ હતો ભાણ જેઠવાનો પુત્ર જે દિવસે એ બન્ને એકજ પથારી પર સૂતા હતા, તે દિવસનો સ્નેહ બધાએલો ]

૧ વરસાદમા બેહોશ બનેલા મેહને ઉજળી ચારણીએ પોતાની ગોદમા લઇ પોતાના શરીરની હૂંફ વડે શુદ્ધિમા આણેલો, એવી કહેવાતી વાતને આ પંક્તિથી ટેકો મળે છે

'જે દિના પોઢેલ પીંગલે' એ પાઠ સાચો નથી કેમકે પીંગલે (પારણે) સૂવાની અવસ્થામાં, (બાલ્યાવસ્થામાં) તેઓ સગ્ગા જ નથી

હાંગે રે'તી ઠેઠ, આવે પણ ઓરે નહિ,
આવ્યું [1]બરડે બેટ, પાંજર હાલેપાણીએ. ૨

[ઉજળી છેક હાંગા ડુંગરામાં (પાંચાલ પ્રદેશમાં) રહેતી. ઘણે દૂર રહેતી. પણ એનું દેહપીંજર હેલાહેલીને કારણે બરડા બેટમાં આવ્યું.]

જમીં [2]રહમદોળે સંસારે ગોધી વળી,
મનનો પારખ મે ભેદુ મળિયો ભાણુનો. ૩

[જમીન (પૃથ્વી) ઢંઢોળીને આખા સંસારમાં ઉજળી શોધી વળી હતી. પરંતુ એના દિલને પિછાનનાર વિશ્વાસુ તો એક ભાણ જેઠવાનો પુત્ર મેહ જ મળ્યો.]

ફરતાં આવેલ ફુલ, માળી કોઇ મળિયો નહિ,
માખ શું જાણે મૂલ, ભમર પાખે ભાણુના! ૪

[હે ભાણના પુત્ર મેહ! આ યૌવન-ફુલવાડીમાં વિધ વિધ ફુલ આવ્યાં છે. પણ એને કોઇ માળી નથી મળ્યો. અને રસજ્ઞી ભ્રમર વગર, સામાન્ય માખી એ ફુલનું મુલ્ય પણ શું સમજે?]

જુનાં તજીને નીર, નવાં નવાણ નિહાળવાં!
ફરતા કુવા ફેર, જળ એનું એ જેઠવા! ૫

[હે મેહ જેઠવા! જૂનાં નવાણ ત્યજીને નવે કયે પ્રેમ-જળાશયે હું પીવા જાઉં? કુવાઓ જૂજવા હોય, પણ જળ તો એકનું એક જ છે.]

*મે મે કરતાં અમે, મેનાં તો મનમાં નહિ!
વાલાં પળ્યાં વદેશ, વિસારી વેણુના ધણી! ૬

[હું ઓ મેહ! ઓ મેહ! પુકારું છું. પણ મેહના તો મનમાં પણ નથી આવતું. મારાં પ્રિયજન તો મને વિસારીને પરદેશ ગયાં, હે વેણું પહાડના સ્વામી!

---

૧. બરડાને 'બેટ' કહેવાનો કશો અર્થ નથી. ૨. 'ઢંઢોળી' બદલે ચારણી ભાષામાં 'ઢંઢોળે' બોલાય છે.

* બીજો પાઠ : મે મે કરતાં મે (અમારી) ઉમરિયું જાઉં વિયું.

[ કાર્તિક મહિનામાં સહુને શિયાળો સાંભરે છે. તનમાં ટાઢ વાય છે. માટે હે આભપરાના સ્વામી મેહ જેઠવા! તું મને તારું (સ્નેહરૂપી) ઓઢણુ આપ! ]

માગશરમાં માનવ તણા સહુના એક જ શ્વાસ,
(ઇ) વાતુંનો વિશવાસ જાણ્યું કરશે જેઠવો! ૧૫

[ માગશર માસમાં તો સહુ માનવીના એકશ્વાસ થઇ જાય છે. (પ્રિયજનો જુદા રહી શકતાં નથી ) મેં તો માનેલું કે એ વાતનો વિશ્વાસ કરીને મેહ જેઠવો પણ મારી પાસે આવશે. ]

પોષ મહિનાની પ્રીત જાણ્યું કરશે જેઠવો;
શાણા! રાખો રીત, બોલ દઇ બરડા-ધણી! ૧૬

[ મેં તો જાણેલું કે છેવટે પોષ મહિનામા તો જેઠવા-પુત્ર પ્રીતિ કરશે. હે બરડા-ડુંગરના રાજા, કોલ દીધા પછી હવે તો સજ્જન બનો! ]

માહ મહિના માંય ઢોલ ત્રંબાળુ ધ્રૂશકે;
લગન ચોખા લે આવ! વધાવું વેણુના ધણી! ૧૭

[ માહ મહિનામા વિવાહની ઋતુ હોવાથી ઢોલનગારા વાગે છે. માટે હે વેણુ ડુંગરના ધણી મેહ! તુ યે જો શુભ તિથિની લગ્ન-કંકોત્રી મોકલ તો હુ વધાવી લઉ ]

ફાગણ મહિને ફુલ, કેશૂડાં કોળ્યાં ઘણાં;
(એનાં) મોઘાં કરજો મૂલ, આવીને આભપરા-ધણી! ૧૮

[ ફાગણ મહિને કેશૂડાં વગેરેના ઘણા ફુલો ખીલ્યા છે પરંતુ હે આભપરાના રાજા! તમે આવીને એ ફુલોના મૂલ્ય મોંઘા કરો (અત્યારે તો એ મારે મન નકામા છે ]

અષાઢ કોરાડો ઉતર્યો, મૈયલ પતળ્યો મે,
દલને ટાઢક દે! જીવન [1]લાંભે જેઠવા! ૨૨

[ અષાઢ પણ કોરો જ પૂરો થયો. મે (વરસાદ અથવા મેહ જેઠવો) તો ઠગારો નીવડયો. હે જેઠવા! થોડોક વરસીને પણ મારા દિલને ઠંડક દે, તો જીવન થોડું અવલંબી રહે. ]

શ્રાવણ મહિનો સાબદો જેમ તેમ કાઢયો જે,
તમ વણ મરશું મે! ભેળાં રાખો ભાણુના! ૨૩

[ આખો શ્રાવણ મહિનો પણ વૃષ્ટિ વિના માંડ માંડ કાઢયો. હવે તો તમારા વિના અમે મરી જશું. હે ભાણ જેઠવાના પુત્ર! મને તમારી સાથે રાખો!]

હાથી પૂછલ્યો હોય, (એને) કેમ કરી ઉઠાડીએ!
જેઠવા વિચારી જોય, ભાદરવો જાય ભાણુના! ૨૪

[ આ તો ભાદરવો પણ કોરો જાય છે, હે જેઠવા! બીજાં નાનાં પશુ પૂછલ્યાં (ચેતનહીન) હોય તેને તો હરકોઇ ઉપાયે ઉઠાડીએ, પણ હાથી જેવું મોટું પશુ પણ જ્યારે આવી અનાવૃષ્ટિને પરિણામે ઢળી જાય છે, ત્યારે એને કેમ કરીને બેઠો કરવો? ધ્વનિ એ છે કે પૂછલેલ હાથી જેવી લાચાર ગતિ મારા બલવાન પ્રેમની બની ગઇ છે.]

આસો મહિનાની અમે રાણા! લાલચ રાખીએ,
ત્રોડિયું સર્યું તમે, જીવ્યું નો જાય જેઠવા! ૨૫

[ હે મેહ! હજુ આસો માસમાં પણ અમે તારી આશા રાખેલી છે પણ તમે એ (સ્નેહ-જળની) સરવાણીઓ તોડી નાખી. હવે મારાથી જીવાશે નહિ ]

મા તણાવ તુ મેહ! તારા વેઠયાં નહિ વરતીએ;
(એક) સગપણુ ને સ્નેહ તારે તાણ્યે તૂટશે. ૨૬

---

1. અવલંબે

[ હે મેહ ! તું હવે વધુ ન લંબાવ તારૂ દુઃખ સહતાં સહતાં તો અમારાથી વર્ણ નહિ વરતી શકાય. જગતના સ્નેહસંબંધો એક તારા તણાવવા થકી જ તૂટશે. ]

વણ સગે વણ સાગવે, વણ નાતરીએ નેહ,
વણ માવતરે જીવીએ, તું વણ મરીએ મેહ ! ૨૭

[ હે મેહ ! સગા કે સ્નેહી વિના, સંબંધી વિના, અરે માતાપિતા વિના પણ જીવી શકાય. માત્ર એક તારા અભાવે જ મોત નીપજે. ]

આંહી વરસાદ અને સ્વામી, બન્નેનો સમાન મહિમા ગવાયો છે.

૩. નિરાશ ઉજળી આભપરા પહાડ પર ધુમલી નગરમાં જાયછે. મેહની મેડી સામે ઉભી રહી મેણાં બોલે છે.

આભ પરે આવી ઉજળી, ચારણ ભૂખી છે
જાઉં કિસે હું જેઠવા, મત મુંઝાયલ મે' ! ૨૮

[ હે મેહ જેઠવા ! હું ઉજળી ચારણી ભુખી તરસી આભપરા પર આવી છુ બીજે ક્યાં જાઉ ? મારી મતિ મુંઝાઇ ગઇ છે ]

[1]વાડી માથે વાદળાં, મોલું માથે મેહ,
દુઃખની દાઝેલ દેહ, ભોઠાં પડીએ ભાણના ! ૨૯

[ વાડીઓ ઉપર વાદળાં છવાયાં છે પણ મેહ તો મહેલ ઉપર ચડી બેઠો છે મારો દેહ દુ:ખથી દાઝી ગએલ છે એ ભાણના પુત્ર ! હું શરમિંદ બનુ છું. ]

---

૧. વાડી માથે વાદળાં મેડી માથે મે.
ઉભી અરદાસાં કરૂં, એક હોંકારો દે !

એક આવો સોરઠો પણ ચાલે છે

ઉજળી હાલી હટારણે, માથે મંડાણો મેહ,
વાલ્યમ વરસ ને ! અંગ પલાળે ઉજળી

મુંઝવ મા તું મે ! ઉંડાં જળમાં ઉતારીને,
મોઢું દેખાડ મે ! ભોંઠપ મ દે ભાણુના ! ૩૦

[હે મેહ ! તું મને આટલી હદ સુધી ઉંડા પાણીમાં ઉતાર્યાં પછી (આટલા સ્નેહ સંબંધમાં મને સંડોવ્યા પછી હવે) આમ લજ્જિત ન કર. મોં બતાવ.]

પરબેથાં પાછાં વળ્યાં, તરસા ઝાઝી છે;
તું વણુ વાલા મે, અગન્યું ક્યાં જઈ ઓલવું ? ૩૧

[મને તૃષા બહુ જ લાગી છે. પણ મારે પાણીના પરબ પરથી (ખુદ પ્રેમના ભરપૂર સ્થાન પરથી) પાછા વળવું પડે છે. હવે તો કહે મેહ ! તારા વિના મારી તૃષાની આગ ક્યાં જઈ ઓલવું ?]

ઉનાળાના અમેં લાંબા દિ' લેવાય ને,
[1]તોણ્યું દઈને તમે જીવતાં રાખો જેઠવા ! ૩૨

[ હે જેઠવા ! અમારાથી આ વિરહ રૂપ ઉનાળાના લાંબા દિવસો નથી વીતાવી શકાતા. હવે તો જેમ ગરીબને કોઇ માગ્યું આપીને જીવાડે, તેમ તમે પણ મને થોડું થોડું હેત આપીને જીવતી રાખો. ]

બાપૈયો બીજે પાલર વણુ પીવે નહિ,
સમદર ભરિયો છે, (તોય) જળ નો ઓટે જેઠવા ! ૩૩

[ હે મેહ ! બાપૈયો પક્ષી પાલર (વરસાદનું નવું) જળ સિવાય બીજે ક્યાંય પાણી પીએ નહિ. સમુદ્ર ભર્યો હોય છતાં તેમાં ચાંચ સરખીયે ન બોળે. એ જ દશા મારી છે. બીજે ભરપૂર સ્નેહનાં પાત્રો પડયાં હોય, તો પણ મારું મન તો માત્ર એક મેહ (જેઠવા)ની જ પ્રીતનો સ્વીકાર કરે.)

---

૧. જુઓ પૃષ્ઠ ૩૩ : ટિપ્પણ

આંયાંથી જાને ઉજળી ! નવેનગર કર નેહ,
જાને રાવળજામને, છોગાળો ન દે છેહ. ૪૧

[ હે ઉજળી ! તારે અનાજ ન જોતું હોય, પણ રાજાને જ પરણવું હોય, તો સુખેથી તું નવાનગર જઇ રાજા રાવળ જામની સાથે સ્નેહ કર. એ છોગાવાળો (રસિક) રાજા તને દગો નહિ દે. ]

૪. ઉતારશાનું રૂદન : મેહને શાપ : વિદાય

આવી હલકી ભાષામાં પોતાની અવગણના થતી સાંભળીને ચારણ-કન્યા રૈમેરૈમે સળગી ઉઠી. પોતે જેને જીવનનાં પ્રેમ, પવિત્રતા ને પ્રતિષ્ઠા અર્પણ કરી નાખ્યાં છે, તેના જ મ્હોંમાથી આ શબ્દો પડયા; ઉજળીના શિર ઉપર જાણે એટલાં વજ્ર પડયાં. એ કળકળે છે:

સાકરને સાદે બોલાવતો બરડાના ધણી,
(આજ) કુચા કાંઉ કાઢે, જાતે દા'ડે જેઠવા ! ૪૨

[હે બરડાના સ્વામી જેઠવા ! આજ સુધી તું મને મીઠે સ્વરે બોલાવતો, ને આજ જતે દિવસે મ્હોંમાથી કુચા જેવા શુષ્ક ને હલકા શબ્દો તું શીદ કાઢે છે. ]

[2]છાણે વીંછી ચડાવીએ, ટાકર મારે તેહ,
માગી લીધો મેહ, બરડાના બિલેસર કને. ૪૩

[પરંતુ સાચું, તું આવું બોલે એમાં આશ્ચર્ય નથી. કેમકે જેમ જાણી બુઝીને છાણા પર ચડાવેલો વીંછી તો ડંખ જ મારે એ સહજ છે, તેમ મેં પણ હે મેહ ! તને બરડા ડુંગરના બિલેશ્વર મહાદેવ પાસેથી મારી જાતે જ માગી લીધો, તારા સ્નેહને મેં જાણી બુઝીને અંગીકાર કર્યો, એટલે મને તારા જેવા કૃતઘ્નીના વિપદ઼ા થાય જ.]

---

૧ આ દોહો ક્ષેપક જણાય છે તે સમયે રાવળજામ નહોતો.

૨. 'છાણે વીંછી ચડાવવો'=જાણી બુઝીને સંકટ વ્હોરવું. (લૌકિક કહેવત)

આવડિયું અમે, જેઠીરાણુ ! જાણેલ નહિ,
(નીકર) પિયર પગ ઢાંકે, બેસત બરડાના ધણી ! ૪૪

હે જેઠવા રાણા ! તારી અધમતા આટલી હદે હશે એ મેં જાણ્યું નહોત. નહિ તો હે બરડાના સ્વામી ! હું મારા પગ ઢાંકીને મારા પિયરમાં જ સી રહેત અખંડકૌમારવ્રત ધારણ કરી લેત ]

છેતરીને દીધા છેહ, [1]હાલીતલ હળવા થયાં,
મનમાં નોતું મેહ, (તો) ભાણુના ! નાકારો ભલો. ૪૫

[ હે મેહ ! તેં મને છેતરીને દગો દીધો હું–આંહી સ્વેચ્છાથી આવનારી–હલકી પડી ને તારા મનમાં સ્નેહ નહોતો, તો હે ભાણુ જેઠવાના પુત્ર ! મને પ્રથમથી જ ના પાડવી બહેતર હતી ]

મનમાં હુતું મેહ, (તો) નાકારો કાં ન મોકલ્યો !
લાજું [2]અમણી લે, ભોઠા પાડયાં ભાણુના ! ૪૬

[ હે મેહ ! જો આવું કપટ તારા મનમાં હતું, તો મને 'ના' કેમ ન મોકલી ? મારી લાજ લઈને તે મને ભોંઠી પાડી ]

પરદેશીની પીડ જેઠીરાણુ ! જાણી નહિ,
તાણીને માર્યાં તીર, ભાથે ભરીને ભાણુના ! ૪૭

[ હે જેઠવા રાણા ! મારી–પરદેશી માનવીની પીડા તું ન સમજી શક્યો હે ભાણુના પુત્ર ! તે તો ભાથામાં ભરીભરીને મને તીર માર્યાં.]

ઓશિયાળાં અમે, [3]ટોડાઝલ ટળિયાં નહિ,
મેણીઆત રાખ્યા મે ! [4]જામોકામી જેઠવા ! ૪૮

---

[1] હાલનાર (હાલીતલ, હાલતલ, મારતલ વગેરે પ્રયોગો ચારણી ભાષાના 'તલ' પ્રત્યયથી બન્યા છે )

[2] અમણી અમારી (ચારણી પ્રયોગ ) લે લઇ ચારણી પ્રયોગ

[3] ટોડાઝલ (આશ્રિત મનુષ્ય 'હમેશા દયામણે મ્હોયે પોતાના આશ્રયદાતાનાં દ્વારના ટોડા ઝાલી ઉભુ રહે છે તે પરથી) લાચાર

[4] સદાકાળ ('જામોકામી જેઠવા' લોકોમાં કહેવત જ થઇ પડી છે)

માથે મંડાણો મેહ, [1]વશ મેલીને વરસશે;
વરસ્યો જઈ વદેશ, ઉનાળો રીયો ઉજળી ! ૩૪

[મે માનેલુ કે આ મથાળ પર અંધારેલો મેહ તો ભરપૂર વૃષ્ટિ કરશે એટલે કે આટલી પ્રીતિ જમાવ્યા પછી તો મેહજી અંતર આખું ઠલવી નાખશે પરંતુ ત્યાં તો હે મેહ ! તું વિદેશે જઈ વરસ્યો (અન્યને સ્નેહ આપવા ગયો ) ઉજળીને તો વિયોગનો ઉનાળો જ રહ્યો ]

રમે મે કરતા અમે બાપૈયા ઘોડે બોલિયે,
નજર વિનાનો ને(હ) બાધે નૈ બરડા ધણી ! ૩૫

[બાપૈયાની માફક હું પણ 'ઓ મેહ ! 'ઓ મેહ !' પુકારું છું. પરંતુ હે બરડાના સ્વામી ! દષ્ટોદષ્ટ મળ્યા વિના સ્નેહ નથી બાંધનો ]

આવ્યા આશા કરે, નિરાશ એને તો વાળીએ;
તળકુંક ટુંકારે લોઠપ ઝાઝી ભાણુના ! ૩૬

[આશા કરી આવેલીને નિરાશ કરી પાછી વાળવી ન ઘટે હે મેહ ! તારા આવા ટુંકારા થકી મને ઘણી લજ્જા આવે છે, હે ભાણુ ઠેબાના પુત્ર ! ]

વરભંડ ખોટા વાદળા, વાયે ટાઢા વા,
મેનુ કોઈ ન માનશો (ભઈ) માર્યાં બાપ ને મા ![2] ૩૭

[આ વ્યોમમાં (આકાશમા) ચડેલા વાદળાં જૂઠાં છે આ ઠંડો પવન ફુંકે છે પણ હવે એ મેહની એવી એંધાણીઓ પર કોઈ[3] વિશ્વાસ ન રાખજો (એ ઠગારો છે આશા આપીને પણ નહિ આવે) કેમ કે એ તો પોતાનાં માબાપને (જળને તથા સૂર્યને) મારી નાખનાર છે (બીજાને શું જીવાડશે ?) ]

---

૧ વરસાદની કાળી ધારાઓ, જેને 'દોરિયા' પણ કહે છે

૨ પાઠાન્તર મેહીએ ઝોડા મે બોલામણા બહુ કરે,
નજર વિનાનો ને બાઝે નહિ બરાંધણી !

૩ પાણીને સુકાવીને મેહ બંધાય છે, તથા બંધાયા પછી સૂર્યને ઢાંકી દે છે એ અર્થ બેસતો જણાય છે

મેહ જેઠવો બારીએ ડોકું કાઢીને જવાબ આપે છેઃ

ચારણુ એટલા દેવ, જોગમાયા કરી જાણીયે';
[1]લોહીનાં ખપર ખપે, (તો)* બુડે બરડાનો ધણી. ૩૮

[હે ઉજળી! અમારે રજપુતોને માટે તો ચારણ જાતિનાં જેટલાં લોકો, તેટલાં દેવ તુલ્ય લેખાય. તું ચારણ-કન્યા છે, એટલે તને તો હું દેવી સમ માનું છું. જો તમારા સરખાં લોહીનાં પાત્રો હું પીઉં, તો તો હું બરડાનો સ્વામી નાશ પામું.]

તમે છોરૂ ચારણ તણાં, લાજું લોપાય નેં;
[2]મન બગાડું અમે, (તો)આભપરો લાજે ઉજળી! ૩૯

[હે ઉજળી! તું તો ચારણનું સંતાન છે. તારી લજ્જા મર્યાદા મારાથી ન જ લોપાય. જો હું મારું મન બગાડું, તારા પર પ્રેમ કરવાનો કુવિચાર સેવું, તો મારો આભપરો ડુંગર બદનામ થાય.]

કણુ ને દાણા કોય. ભણ્ય તો દઉં ગાડાં ભરી;
હૈયે ભૂખું હોય, (તો) આભપરે આવે ઉજળી! ૪૦

[તું કહે તો તને અનાજનાં ગાડાં ભરી ભરી આપું. ભવિષ્યમાં જ્યારે જ્યારે પેટમાં (હૈયે) ભૂખ હોય, ત્યારે ત્યારે સુખેથી આંહી આભપરે આવીને અનાજ લઇ જજે.]

---

૧ લોહીનાં ખપર: ચારણીને પરણવું એ લોહી પીવા બરોબર પાપકર્મ કહેવાય. અથવા તો એવો અર્થ હોય કે "જો હું રજપૂત તને ચારણીને બહેન કરી ન માનું, પરણું, તો તો ચારણો મારે દ્વારે ત્રાગાં કરી ખપરો ભરી ભરી લોહી રેડે, ને એટલું બધું લોહી રેડાય કે હું બરડાનો રાજા બૂડી જાઉં, નાશ પામું."

*લોહીનાં ખપર ખપે, (તો) ચારણ્ય ઉજળી!

એ બીજો પાઠ છે; વધુ વાસ્તવિક લાગે છે.

૨ 'અમે મન બગાડું' એ પરજની (ચારણી) ભાષાનો પ્રયોગ છે.

આંયાંથી જાને ઉજળી! નવેનગર કર નેહ,
જાને રાવળજામને, છોગાળો ન દે છેહ. ૪૧

[ હે ઉજળી! તારે અનાજ ન જોતું હોય, પણ રાજાને જ પરણવું હોય, તો સુખેથી તું નવાનગર જઈ રાજા રાવળ જામની સાથે સ્નેહ કર એ છોગાવાળો (રસિક) રાજા તને દગો નહિ દે ]

૪ હતાશાનું રુદનઃ મેહને શાપ વિદાય

આવી હલકી ભાષામાં પોતાની અવગણના થતી સાંભળીને ચારણ-કન્યા રોમેરોમે સળગી ઉઠી પોતે જેને જીવનનાં નેમ, પવિત્રતા ને પ્રતિષ્ઠા અર્પણ કરી નાખ્યાં છે, તેના જ મ્હોમાંથી આ શબ્દો પડયા, ઉજળીના શિર ઉપર જાણે એટલા વજ્ર પડયા એ કળકળે છે

માકરને સાદે બોલાવતો બરડાના ધણી,
(આજ) કુચા કાંઉ કાઢે, જાતે દા'ડે જેઠવા! ૪૨

[ હે બરડાના સ્વામી જેઠવા! આજ સુધી તું મને મીઠે સ્વરે બોલાવતો, ને આજ જતે દિવસે મ્હોમાંથી કુચા જેવા શુષ્ક ને હલકા શબ્દો તું શીદ કાઢે છે ]

[2]છાણે વીંછી ચડાવીએ, ટાકર મારે તેહ,
માગી લીધો મેહ, બરડાના બિલેસર કને. ૪૩

[પરંતુ સાચું, તું આવું બોલે એમાં આશ્ચર્ય નથી કેમકે જેમ જાણી બુઝીને છાણા પર ચડાવેલો વીંછી તો ડંખ જ મારે એ સહજ છે, તેમ મેં પણ હે મેહ! તને બરડા ડુંગરના બિલેશ્વર મહાદેવ પાસેથી મારી જાતે જ માગી લીધો, તારા સ્નેહને મેં જાણી બુઝીને અંગીકાર કર્યો, એટલે મને તારા જેવા કૃતઘ્નીના વિષદંશ થાય જ]

---

૧ આ દોહો ક્ષેપક જણાય છે તે સમયે રાવળજામ નહોતો

૨. 'છાણે વીંછી ચડાવવો'=જાણી બુઝીને સંકટ વ્હોરવું. (લૌકિક કહેવત)

આવડિયું અમે, જેઠીરાણુ ! જાણેલ નહિ,
(નીકર) પિયર પગ ઢાંકે, બેસત બરડાના ધણી ! ૪૪

હે જેઠવા રાણા ! તારી અધમતા આટલી હદે હશે એ મેં જાણ્યું નહોતું. નહિ તો હે બરડાના સ્વામી ! હું મારા પગ ઢાંકીને મારા પિયરમાં જ સી રહેત' અખંડકોમારવ્રત ધારણ કરી લેત.]

છેતરીને દીધા છેહ, [1]હાલીતલ હળવાં થયાં,
મનમાં નોતું મેહ, (તો) ભાણુના ! નાકારો ભલો. ૪૫

[હે મેહ ! તેં મને છેતરીને દગો દીધો. હું-આંહી સ્વેચ્છાથી આવનારી-હલકી પડી જો તારા મનમાં સ્નેહ નહોતો, તો હે ભાણુ જેઠવાના પુત્ર ! મને પ્રથમથી જ ના પાડવી બહેતર હતી.]

મનમાં હૂતું મેહ, (તો) નાકારો કાં ન મોકલ્યો !
લાજું [2]અમણી લે, ભોંઠાં પાડયાં ભાણુના ! ૪૬

[હે મેહ ! જો આવું કપટ તારા મનમાં હતું, તો મને 'ના' કેમ ન મોકલી ? મારી લાજ લઈને તેં મને ભોંઠી પાડી.]

પરદેશીની પીડ જેઠીરાણુ ! જાણી નહિ,
તાણીને માર્યાં તીર, ભાથે ભરીને ભાણુના ! ૪૭

[હે જેઠવા રાણા ! મારી-પરદેશી માનવીની પીડા તું ન સમજી શક્યો. હે ભાણુના પુત્ર ! તે તો ભાથામાં ભરીભરીને મને તીર માર્યાં.]

ઓશિયાળાં અમે, [3]ટોડાઝલ ટળિયાં નહિ,
મેણીઆત રાખ્યાં મે ! [4]જામોકામી જેઠવા ! ૪૮

---

૧. હાલનાર (હાલીતલ, હાલતલ, મારતલ વગેરે પ્રયોગો ચારણી ભાષાના 'તલ' પ્રત્યયથી બન્યા છે )

૨. અમણી - અમારી (ચારણી પ્રયોગ ) લે' લઈ. ચારણી પ્રયોગ

૩. ટોડાઝલ : (આશ્રિત મનુષ્ય 'હમેશાં દયામણે મ્હોંયે પોતાના આશ્રયદાતાનાં દ્વારના ટોડા ઝાલી ઉભું રહે છે તે પરથી) લાચાર.

૪. સદાકાળ ('જામોકામી જેઠવા' લોકોમાં કહેવત જ થઇ પડી છે.)

[હું તારી ઓશિયાળી (આશ્રિત) બનીને તારા ઘરના ટોડા ઝાલી હમેશાં તારી દયા યાચતી જ રહી. એ દયામણી હાલત ટળી જ નહિ. અને હે જેઠવા! તેં મને સદાને માટે મેંણાં ખાતી (કલંકિત) કરી મૂકી.]

બાળોતીયાનાં બળેલ, (અમે) થાનું'માં ઠરિયાં નહિ,
તરછોડયાં તમે, જામોકામો જેઠવા! ૪૯

[* હું તો બાળોતીઆમાં સૂવા લાયક (બાળક) હતી તે દિવસથી જ દુઃખી છું. મારૂ બાળપણ નિરાધાર ગયું. માતાના સ્તન પર પણ હું નથી ઠરી. (માનું ધાવણ ન પામી.) ને છેવટ તેં પણ મને સદાને માટે તરછોડી!]

તાવમાં માણસ જેમ આધાં ઠેલે અન્નને,
મે'ને લાગી એમ અફીણ [1]શેખી ઉજળી. ૫૦

[તાવમાં પીડાતો મનુષ્ય જેમ કંટાળી અન્નને તરછોડે, તેમ આજે મેહ જેઠવાએ પણ મને ઘણાથી તરછોડી. હું ઉજળી એને અફીણ સમ કડવી લાગી.]

[2]અભડાણું અમે, મુસલમાન મળ્યો નહિ;
છેલ્લી છાંટ તમે, જળની નાખો જેઠવા! ૫૧

[હું ભ્રષ્ટ બની. કોઇ મુસલમાન મળ્યો નહિ, કે જેને સ્પર્શીને હું મારી આભડછેટ નિવારૂં. માટે હવે તો હે જેઠવા! તું જ મને છેલ્લી વાર પાણીનો છાંટો નાખી લે.]

---

*આ દુહો સૂચવે છે કે ઉજળીની માતા વ્હેલી મરી ગઇ હશે.

1 'શેખી': 'સરખી'નું રૂપાન્તર લાગે છે.

2 કોઇ ચાંડાલને અડકી જવાય તો તે આભડછેટનું નિવારણ બે રીતે કરવાનો લૌકિક રિવાજ હતો: કાં પાણીના છાંટા લઇને, અથવા મુસલમાનને અડકીને. આંહી ઉજળી પણ પોતાને મેહજી જેવા ચાંડાલના સ્પર્શ થકી દોષિત થએલી માને છે. પરંતુ આ અર્થ સંગત નથી જણાતો. તેમ હોત તો ઉજળી છાંટ નાખવાનું જેઠવાને ન કહેત.

ખીમરા ! ખારો દેશ, મીઠાબોલાં માનવી,
નગણાસું શો નેહ ! બોલ્યો નૈ બરડાધણી. ૫૨

[ઉજળી પોતાના સંગાથી ચારણ ખીમરાને કહે છેઃ હે ખીમરા ! આ બરડો દેશ ખારો નીકળ્યો. એનાં ક્ષારવાળાં (નિર્દય) હૃદયનાં માનવીઓ માત્ર મ્હોંયેથી જ મીઠું મીઠું બોલે છે. આવા નગુણા (કૃતઘ્ની) સાથે સ્નેહ શો હોય ! ચાલો આપણે. બરડાનો સ્વામી નથી બોલતો.]

કાચો ઘડો કુંભાર, અણુજાણ્યે મેં ઉપાડિયો,
સવનો ભાંગણહાર જેઠીરાણ જાણેલ નહિ. ૫૩

[ અરેરે ! મેં અજાણીએ કુંભારને ઘરથી માટીનો કાચો ઘડો ઉપાડ્યો. (કાચા માનવીનો પ્યાર કર્યો.) મેં નહોતું જાણ્યું કે આ જેઠવા રાણા રૂપી મારૂં પ્રેમપાત્ર આમ સ્હેલાઇથી તૂટી પડીને મારી આખી જીંદગી રદ કરી નાખશે. ]

આભપરેથી ઉછળ્યાં, જળમાં દીધો ઝોક,
સરગાપરને ચોક, ભેળા થાશું ભાણુના ! ૫૪

[ આભપરા પહાડ પરથી તો હું ફેંકાઇ ગઇ, ઉંડા પાણીમાં ડુબી ગઇ. હવે તો હે ભાણના પુત્ર ! સ્વર્ગના ચોગાનમાં આપણે મળીશું. ]

આટલાં વીતકો વીતવા છતાં ઉજળી પોતાના પ્રીતમને સ્વર્ગમા પામવાની ભાવના ભાવી રહી છે ફરી પાછી રોષ કરે છેઃ

મરી ગ્યો હત મે, (તો) દલગાંથી દઝણું ટળત,
જીવતાં માણુસ જે (એને) બાળો કાં બરડા-ધણી ! ૫૫

[ હે મેહ ! આ કરતાં તો હું મરી ગયો હોત, તો મારા દ્વિવારે દાઝ (આંતર્દાહના ડાગ) ભુંસાઇ જાત હે બરડાના સ્વામીના શદ જીવતા માનવીને કાં બાળી રહ્યો છે તું ? ] ાતને હિલ્લોળે
ી ગયું.]

૨ શેણીના પિતાની શર્ત પૂરી કરવા વીજાણંદની
વિદાય શેણીની વર્ષભર વાટપ્રતીક્ષા વર્ષને
અન્તે નિરાશ હિમાલય તરફ ગમન

વીજાણંદ હાલી નીકળ્યો, [1]પોઠીડા પલાણે,
[2]હાબો થાને ગણે(શ)! (તો)વીજાણંદ પાછો વળે. ૫

[પોતાના પોઠીઆ (બળદ) પર પોતાની ચીજવસ્તુ લાદીને વીજાણંદ ચાલી નીકળ્યો શેણી જગવના તેતરને કહે છે કે 'હે ગણેશ! તુ વીજાણંદની ગાડે ઉડીને ડાબી બાજુ ઉતરી જાને! તો વીજાણંદ અપશુકન થયું સમજીને એક વાર પાછો વળી આવે']

વરસ વળ્યા વાદળ વળ્યા, ધરતી લીલાણી,
(એક) વિજાણંદને કારણે શેણી સુકાણી. ૬

[એક વર્ષની અવધિ કરી હતી તે વર્ષ પાછું વળ્યું વાદળા પણ ગયે વર્ષે જતા રહેલા તે પાછા વળ્યા સમય અને મેહ, બન્નેના પ્રવાસ પૂરા થયા મેહને પુનર્મિલને પૃથ્વી લીલૂડી બની ગઇ પરંતુ તેઓની જ સાથે ગએલો પ્રવાસી વીજાણંદ પાછો ન આવ્યો તેથી જગતભરમાં એક શેણી જ સુકાઇ ગઇ આ દોહો બતાવે છે કે વીજાણંદ બરાબર આષાઢ બેસતાં નવચાની લેસો લેવા ઉપડયો હશે]

ચડ ટીંબા ચડ ટેકરી, ચડ [3]ગુંદાળી ધાર!
[4]ઓઝત! ઉછાળો લઈ વીજાણંદ પાછો વાળ! ૭

[ગોરવીઆળી ગામના પાદરમાં ઓઝત નદીને કાંઠે ઉભેલી શેણી કહે છે કે ઓ ઓઝત! તું ટેકરા ટેકરી ચડીને ગુંદાળી નામની ધાર પર ચડીને, ઉંચા ઉછાળા લઇને ક્યાંયે વીજાણંદ હોય તો નજર કર, અને એને પાછો વળવાનું કહે ઓ બ્હેન!]

---

૧ અસલના ચારણો પોઠીઆ(બળદ)ને વાહન તરીકે વાપરતા

૨ તેતર પક્ષીને અન્ય શકુનોની પારમ્પામાં ગણેશ કહે છે પ્રવાસને આરંભે તેતર ડાબી બાજુ ઉતરે તો અમંગળ શુકન સમજી પ્રવાસી પાછો વળી જતો

૩ ટેકરીનું નામ ૪ નદીનું નામ

ખેતર પાકયું, કણ ઝરે, મન બેઠું માળે
વળ્ય વેલો વીજાણંદા ! (મને) રોઝડાં રંઝાડે ૮

[ હે વીજાણંદ ! મારા જીવનનું ખેતર પાકી ગયું. યૌવન રૂપી દાણા ઝરી જાય છે. અંતઃકરણ તારી રાહ જોતું માળા પર બેઠું છે. હવે તો તું વહેલો વહેલો પાછો વળ ! કેમકે મારા જીવનક્ષેત્રને નાદાન ચારણ ઉમેદવારો રૂપી રોઝડાં સતાવે છે. અર્થાત, બીજા બેવકૂફ ચારણો મને પરણવાના પ્રયત્નો કરી મને પીડે છે. ('રોઝડાં' નામનાં પશુઓ નાદાની માટે પ્રખ્યાત છે.]

ખેતર પાકયું પોંક થિયો, મન બેઠું માળે;
અધવચ મેલ્યાં એકલાં, હાલ્ય હૈડા હેમાળે ! ૯

[ મારા જીવન રૂપી ખેતર પાકયું છે, યૌવન રૂપી પોંક (લીલા દાણા) શેકાઇને ખાવા માટે તૈયાર કરી મૂકેલ છે. મારૂં મન માળા ઉપર બેઠું બેઠું વાટ જુવે છે. પરંતુ મને તો વીજાણંદે અધવાટે રઝળાવી. હે હૃદય ! હવે તો હિમાલયે ચાલો ! ]

વીજાણંદની વરમાળ, બીજાની બાંધું નહિ;
ચારણ હોય લખ ચાર, (તેને) બાંધવ કહી બોલાવીએ ! ૧૦

[ હે પિતા ! હું વીજાણંદ સિવાય બીજા કોઇની વરમાળા મારે કંઠે નહિ બાંધુ. બીજા ચાર લાખ ચારણો હોય તો યે શું ! એ તમામને હું 'ભાઇ' કહીને બોલાવીશ મારે બીજા કોઇની સાથે લગ્ન નથી કરવા ]

મત્યું શું દો માનવી ! જગજણની જૂજવી,
આટલી ડાહ્યપ હતી (તો) વીજાણંદ કાં વાળ્યો નહિ ! ૧૧

[ બીજે પરણવાની સલાહ આપનાર ગામલોકોને શેણી કહે છે: હે માનવીઓ ! હવે તમે દરેક તમારી જુદી જુદી સલાહો શું આપી રહ્યા છો ! તમારા સહુમા આટલું ડહાપણ હતું, તો તે દિવસે જ કેમ વીજાણંદને પાછો ન વાળ્યો ? ]

ધોબીનાં લુગડ ધોય, રૂપાળે રાચું નહિ,
અર મેલડીઓ હોય, (તોય) વર મ રો વીજાણંદો. ૧૨

[ધોબીનાં ધોએલ લુગડાં પહેરનાર અને રૂપવંત કોઇ પુરુષ હોય તે પણ એ મારે ન જોઈએ, અને વીજાણંદ ભલે મેલો ઘેલો હોય તો પણ એ જ મારો વર છે.]

છાળાનાં ચાટેલ, ખોરાં ઘી ખવાય નૈ,
મેયૂંનાં મથેલ વાલાં ઘી વીજાણંદનાં. ૧૩

[હે લોકો! બકરાનાં ચાટેલાં બગડેલ ઘી મારાથી નહિ ખવાય. મને તો ભેંસોના મહી-મંથન કરીને તારેલા વીજાણંદના ઘી વહાલાં છે વ્યગ્યાર્થ એ છે કે અન્ય ચારણોનો મલિન સ્નેહ મારે નથી જોઇતો મને તો વીજાણંદનો વિશુદ્ધ પ્રેમ વહાલો છે.]

સેણી ચાલી નીકળે છે રસ્તામાં શોધ્યા કરે છે,

મારગ-કાંઠે મઢી કરૂં, લઉં જોગણના વેશ;
ગોતું દેશ-વિદેશ, (કોઇ) વાવડ દો વીજાણંદના! ૧૪

[આ રસ્તાને કાંઠે હું મઢુલી બનાવીને જોગણવેશે વાસ કરીશ. અને દેશવિદેશે હું વીજાણંદની શોધ કરાવીશ હે વટેમાર્ગુઓ! મને તમે વીજાણંદનો પતો આપો.]

પોતે ચાલતી ચાલતી ભાલ નામના ગુજરાત-સોરાષ્ટ્ર વચ્ચેના નિર્જળા પ્રદેશમાં આવીને પુકારે છે:

(કોઇ) જંતરવાળો જુવાન, *ભાલમાં ભૂલો પડયો,
સગડે પાડું સાદ, વાવડ દો વીજાણંદના! ૧૫

[જંતર (બીન) બજાવનારો જુવાન વીજાણંદ કદાચ આંહી ભાલમાં ક્યાંઇક ભૂલો પડયો હશે. હું એને પગલે પગલે પુકાર કરૂં છું કે એ લોકો! મને કોઇ વીજાણંદના સમાચાર આપો]

---

* ભાલ પ્રદેશમાં ઉનાળામાં એટલી બધી ધૂળ ઉડે છે કે દિવસના ભાગમાં પ્રવાસી ચાલી શકતો નથી. ચોમાસામાં પણ એ આખો મુલક જળમગ્ન બની મુસાફરોને ગુંચવાડે ચડાવે છે. એ પરથી જ "ભાલમાં ભૂલો પડયો" કહેવાણું જણાય છે.

લાલ સુરંગી ધોતીએ, કેસર ભીને વાન,
હાલ્યો જાતો હાટડે, જંતરવાળો જુવાન. ૧૬

[ લોકો શેણીને જવાબ આપે છે કે "હા, લાલ રંગની કોરના ધોતીઆ (ફેંટા) વાળો, અને શરીરે જરા શ્યામવરણો એક બીનધારી જુવાન હમણાં જ બજારમાં ચાલ્યો જતો હતો.]

શેણી એ સાંભળીને ઘેલી બની દોડવા લાગે છે. વળી પાછી અટકી જાય છે. માથા પર ઓઢેલ કામળીને લાકડી પર ચડાવી ઉંચી ફરફરાવે છે. બોલે છે:

ચાલું તો ચુંકું નીકળે, પોડયે લાજી મરું;
વીજાણંદ વાગડ ઉતર્યો, ઉભી *પોત્યું કરું; ૧૭

[ હું ધીરી ધીરી ચાલું છું તો પગમાં જાણે ખીલીઓ ભોંકાતી હોય એવું લાગે છે; (કેમકે મારે ને વીજાણંદને એટલું છેટું પડે છે એ મારાથી સહેવાતું નથી) અને એને જલદી આંબી જવા માટે દોડું છું, તો મને લોકોની લજ્જા આવે છે મારો વીજાણંદ તો છેક વાગડ પ્રદેશમાં ઉતરી ગયો છે. એટલે હવે હું ઉભી ઉભી મારી ઓઢણીને લાકડી પર ચડાવી વાવટા રૂપે નિશાની કરું છું. કદાચ આસપાસ ક્યાંયે વીજાણંદ હોય તો મારી કામળી ઓળખીને એ નિશાની પર ચાલ્યો આવે!]

### ૪. હિમાલયમાં પહોંચીને બરફમાં શેણી ગાત્રો ગાળવા બેસી જાય છે.

હાડ હેમાળે નવ ગળ્યાં, સોહામણ શેણીનાં,
(તથ) [1]કાસા કેરે પૂતળે પરણેવાં પડયાં. ૧૮

[ સોહામણી શેણીનાં હાડકાં હિમાલયના હિમમાં ન ગળ્યાં. (કેમકે ગળવા આવનારે સજોડે બેસવું જોઇએ એવો ધર્માદેશ હતો) પછી

---

*પોત્ય કરવી - લાકડી ઉપર લુગડું ચડાવી વાવટા રૂપે ઇશારત કરવી.

1. એ નામનું લીલું ઘાસ.

ગળીયું અરધું ગાત્ર, અરધામાં અરધું રીયું,
હવે મસળતા હાથ, વીજાણંદ પાછા વળો ! ૨૨

[ હે વીજાણંદ ! મારું અરધું અંગ ગળી ગયું. એમાંથી પણ અરધું જ રહ્યું. માટે હવે તો હાથ ઘસતા, પસ્તાતા તમે પાછા વળો. શેણી હવે નહિ મળે.]

✓વીજાણંદ જંતર વગાડ ! હેમાળો હલકું દિયે;
મોહ્યા માછલમાર, માછલીયું ટોળે મળે. ૨૩

[ ઉંડી ઉંડી હિમ-કંદરામાંથી શેણી ઉત્તરઆપે છે : વીજાણંદ, હવે સો તારું બીન બજાવી લે. (છેલ્લી વાર હું એ સાંભળતી સાંભળતી સંતોષથી મરું) વીજાણંદ બીન બજાવવા લાગ્યો. હિમાલય પહાડ પડઘા દે છે. દૂર દૂરનાં સરોવરમાં જાળ નાખતા મચ્છીમારો પણ સંગીતમુગ્ધ બનીને થંભી જાય છે. માછલીઓ પણ એ સંગીત સાંભળવા માટે પાણીની સપાટી પર ટોળે વળે છે* ]

✓જંતર ભંગ્યું, જડ પડી, ત્રુટ્યો મોળી ત્રાગ,
વેદાની શેણી હલ ગઇ, જંત્રી ન કાઢે રાગ ! ૨૪

[ઓચીંતું વીજાણંદના હાથમાંથી બીન પડી જઇને ભાંગી ગયું. એમાં ચીરાડ પડી. વચલો મુખ્ય તાર તૂટી ગયો. બીનકાર(જંત્રી)નો રાગ પણ નીકળતો અટકી ગયો, ને ત્યાં ઉંડાણમાં વેદા ચારણની પુત્રી શેણી પણ સદાને માટે ચાલી ગઇ.]

ભુખે ખાધાં ભાત, પેટ ભરી પામર જી',
શેણી જેવો સાથ, વીજાણંદ મેલી વળ્યો.# ૨૬

---

*એ બરફભર્યા પ્રદેશમાં સરોવર શી રીતે હોય ? માછલીઓ કેમ જીવે ? મચ્છીમારો કયાંથી ? એ પ્રશ્ન ઉઠે છે. કદાચ કવિની કલ્પના જ હશે.

પાઠાન્તર : શેણી જેવો સાથ, વળાવી વીજાણંદ વળ્યો;
ભુખ્યા ખાવા ભાત, પાંજર પેટ ભરી.

સેણીને ઘાસનું એક પૂતળું બનાવી, તેમાં પોતાના મનમાન્યા સ્વામી વીજાણંદનો સંકલ્પ મૂકી, એની સાથે લગ્નવિધિ કરવી પડી ]

તે પછી વર્તે સેણીના ગાત્રો ગળવા. લાગે છે વીજાણંદ પુકાર કરતો પહોંચે છે આવીને એ બરફની શીલાને કિનારે ઊભો રહે છે સેણીને બહાર નીકળવા વિનવે છે સેણી ઉત્તર આપે છે

હાડાં હેમાળે, ગળિયા જે [1]ગૂડા [2]લગે,
વીજાણંદ ! વળે, [3]ઘણમૂલા જાને ઘરે ! ૧૯

[ હે મહામૂલા વીજાણંદ ! તું હવે પાછો વળીને ઘેરે ચાલ્યો જા કેમકે મારાં હાડકાં તો હિમાલયમાં છેક પગના ઘુંટણ સુધી ગળી ગયાં છે હું અપંગ બની ગઇ છું હવે આવીને શું કરું ? ]

ઉંચે ઉનલો વીજાણંદ કહે છે

ગળીયું અરધું ગાત્ર, અરધામાં અરધું રીયું,
હવે મસળતા હાથ, વીજાણંદ પાછા વળો! ૨૨

[હે વીજાણંદ! મારું અરધું અંગ ગળી ગયું. એમાંથી પણ અરધું જ રહ્યું. માટે હવે તો હાથ ઘસતા, પસ્તાતા તમે પાછા વળો. શેણી હવે નહિ મળે.]

✓વીજાણંદ જંતર વગાડ! હેમાળો હલકું દિયે;
મોહ્યા માછલમાર, માછલીયું ટોળે મળે. ૨૩

[ઉડી ઉડી હિમ-કંદરામાંથી શેણી ઉત્તર આપે છે: વીજાણંદ, હવે તો તારું બીન બજાવી લે. (છેલ્લી વાર હું એ સાંભળતી સાંભળતી સંતોષથી મરું) વીજાણંદ બીન બજાવવા લાગ્યો. હિમાલય પહાડ પડઘા દે છે. દૂર દૂરનાં સરોવરમાં જાળ નાખતા મચ્છીમારો પણ સંગીતમુગ્ધ બનીને થંભી જાય છે. માછલીઓ પણ એ સંગીત સાંભળવા માટે પાણીની સપાટી પર ટોળે વળે છે *]

✓જંતર ભંગ્યું, જડ પડી, ત્રુટ્યો મોભી ત્રાગ,
વેહાની શેણી હલ ગઇ, જંત્રી ન કાઢે રાગ! ૨૪

[આચાનક વીજાણંદના હાથમાંથી બીન પડી જઇને ભાંગી ગયું. એમાં ચીરાડ પડી. વચલો મુખ્ય તાર તૂટી ગયો બીનકાર(જંત્રી)નો રાગ પણ નીકળતો અટકી ગયો, ને ત્યાં ઉંડાણમાં વેદા ચારણની પુત્રી શેણી પણ સદાને માટે ચાલી ગઇ.]

ભુખે ખાધાં ભાત, પેટ ભરી પામર જીં,
શેણી જેવો સાથ, વીજાણંદ મેલી વળ્યો.* ૨૬

---

*એ બરફમય પ્રદેશમાં સરોવર શી રીતે હોય? માછલીઓ કેમ જીવે? મચ્છીમારો ક્યાંથી? એ પ્રશ્ન ઉઠે છે. કદાચ કવિની કલ્પના જ હશે

પાઠાન્તર ' શેણી જેવો સાથ, વળાવી વીજાણંદ વળ્યો;
ભુખ્યા ખાવા ભાત, પાંજર પેટ ભરી.

[ પછી તો વીજાણંદે જગતમાં પામરની જેમ પેટ ભર્યાં કર્યું. ભુખથી પીડાઇને અન્ન ખાધું. (ખાવાપીવાનો રસ તો રહ્યો નહોતો). અરેરે! શેણી સરખા સંગાથને વિદાય દઇને વીજાણંદ પાછો વળ્યો!]

---

શેણી-વીજાણંદની કથા મારવાડમાં પણ પ્રચલિત થએલી જણાય છે. તેની એંધાણી રૂપે નીચેના બે દોહા મળેલ છે: શેણી પોતાના હાથને કહે છે:

કંકુવરણુ કળાઇયાં, ચૂડી રત્તડિયાંહ,
બીંઝા ગળ બિલગી નહિ, (થાને) બાળું બાંહાડયાંહ! ૨૭

[ હે મારા બાહુઓ (બાંહડિયાં)! તમારી કંકુવરણી તો કળાઇઓ (કાણીથી નીચલા ભાગ) છે. તમારી ચૂડીઓ રાતીચોળ છે. પરંતુ તમે વીજા(વીજાણંદ)ને ગળે ન વળગ્યા-ન લપેટાયા-ન આલિંગન કર્યું, એટલે બળજો તમે! ધિક્કાર છે તમને! ]

સીંધડીરાં સોદાગરાં, શેણીરાં શેણાંહ,
બીંઝા આંગળ બાંચજો, બિધ રૂડી બેણાંહ. ૨૮

[ હે સીંધ દેશના સોદાગરો! શેણીના સ્વજન વીજાની પાસે આ મારાં વેણ રૂડી રીતે વાંચજો!]

લોકમાંથી શેણી સંબંધે બે કથાઓ મળે છે.

૧ : હિમાલયમાં જતાં રસ્તે વડીઆરમાં 'કુંવર' નામના ગામે 'પાળ ગમારો' નામના ભરવાડને ઘેર શેણી રાત રહેલી. ત્યાં શેણીએ 'મીઠી જાળ' નામના ઝાડનું દાતણ કરી રોપ્યું હતું તેનું ઝાડ ઉગ્યું કહેવાય છે.

૨ : અંત સમયે જ્યારે વીજાણંદ ચાલી નીકળ્યો ત્યારે શેણીએ એને કહ્યું કે "જા, ભર ભડકાવતો રહેજે." એ મુજબ વીજાણંદ ભર-(ભરવાડ)નો માગણ થયો. આજે પણ ભરવાડોમાં માંડવો થાય ત્યારે માણેકસ્થંભ ઉપર વીજાણંદનું ચિત્ર કોરવામાં આવે છે. ભરવાડો આજ સુધી 'ભાંચવીઆ'ને (વીજાણંદની શાખાના ચારણોને) ન્યાકોરી આપે છે.

# રાણો–કુંવર

રાણો રબારી કોમનો હતો, મહુવા પાસે વાંગર ગામનો રહેવાસી હતો. અને કુવર ચભાડ શાખાના આહિરની પુત્રી હતી. બન્નેના માલધારી કુટુમ્બોના નેસડાં કયાંઇક ડુંગરામાં એકબીજાંના નજીક પડયાં હશે, ત્યા ભેંસો ચારતાં ચારતાં, યુવાન વયનાં એ બન્ને જણાને પ્રીત બંધાએલી હશે. પરંતુ આહિર જાતિ રબારી કરતાં ઉચેરી હોવાથી બન્નેની વચ્ચે વિવાહનો સંભવ નહોતો. એક દિવસ રાણો જોતો રહ્યો અને કોઇ આહિરની સાથે પરણાવી દેવામાં આવેલી અબોલ કુવર સાસરિયે ચાલી ન કળી. તે પછી રાણો વતનમાં ન રહી શકયો. કુવરના સમાચાર મેળવી એને પગલે પગલે ભમવા લાગ્યો. સંસારની મરજાદને કારણે પોતે કુંવરને પ્રત્યક્ષ મળવા તો ન જઇ શકયો. પણ કુવરનાં સાસરિયાં એક પછી એક જે જે રહેઠાણ ખાલી કરતાં કરતાં ચાલ્યા જતાં હતાં, તે તે રહેઠાણ પર જઇને રાણો એ સૂનાં ખોરડામાં કુંવરની સ્મૃતિઓ અનુભવતો હતો. આખરે કુંવરનાં સાસરિયાં ગિરકાંઠે આવેલા સાણા ડુંગર પરથી નીકળી ગિરના ઉંચાણમાં ઉંચા વિકટ ડુંગર નાંદીવેલા પર જઇ રહ્યા અને રાણો આવીને સાણામાં રોકાયો. કદાચ કુવરનું કુટુમ્બ ધુવાસને ધડે (એ નામના ડુંગર પર) ગયું હોય તેમ સમજી ત્યાં પણ આંટો મારીને શુન્ય હૃદયે રાણો પાછો સાણા ડુંગર પર આવ્યો. નાંદીવેલો અને સાણા ડુંગર-સાતેક ગાઉને અંતરે સામસામા ઉભા છે. કુવર નાંદીવેલે ઝુરે છે

ને રાણો સાણે ડુંગરે રડે છે. ઝુરતી કુંવરનું શરીર સુકાવા લાગ્યું એટલે એના પતિએ માન્યું કે સ્ત્રીને ગિરનું પાણી લાગવાથી પેટમાં સારણગાંઠ થઇ છે. તેથી એણે કુંવરને પેટે દવા તરીકે ડામ દેવરાવ્યા. બીજી બાજુ રાણાને સાથેસાથ ગિરનું પાણી લાગ્યું ને એનું પેટ વધી ગયું. એના પગનું જોર શોષાઇ ગયું. ઝાઝુ જીવવાની કે ફરીવાર પરસ્પર મળવાની હવે આશા નથી. તે વખતે ઓચીંતાની એક દિવસ રાત્રિયે કુંવર આવી પહોંચે છે, અને એ બન્ને પ્રેમીઓનાં હાડપીંજર બની ગએલાં બદસુરત શરીરો એક જ આલિંગનની ભીંસમાં ભાંગી જઇ એકસાથે શ્વાસ ત્યજે છે.

દુહાઓમાંથી તો ફકત આટલી જ કથા તારવી શકાય છે. પરંતુ મહુવા પંથકના અનેક માલધારીઓમાં એવી વાત પ્રચલિત છે, કે સાણે રાણો સૂતો તેમાં કુંવર આવી. રાણાના શરીર પર ઓઢેલું વસ્ત્ર કુંવર ચુપચાપ ખેંચવા લાગી. કદાચ પોતાની ભેંસ લુગડું ચાવતી ખેંચતી હશે એમ સમજી રાણાએ ભેંસને આવે શબ્દે ડચકારી : " હે–હે, માવડી ? " પછી તો કુંવર પ્રગટ થઇ. પરંતુ રાણાએ એને અજાણે અજાણે " માવડી " કહી દીધેલી તેથી ત્યાર પછી રાણાએ કુંવરને જીવનભર મા બ્હેન કરીને જ રાખી હતી.

[ વધુ વિગતો માટે જુઓ–રસધાર ભાગ ૫ ]

§

**૧ : કુંવરનું સૌંદર્ય**

જંગલમાં ઢોર ચારતો ચારતો રાણો પોતાની પ્રેમિકાને વિષે આવા કાલાવેલા ઉદ્‌ગારો ગાયા કરે છે :

> કુંવર કાળી નાગણી, સંકેલી નખમાં સમાય,
> (એને) કરડયું ડગ નો ચાતરે, કુંવર ચાભાડય કે'વાય. ૧

[ કાળી નાગણી જેવું એના રૂપનું ઝેર છે. જેને એના પ્રેમરૂપી દાંત વડે એ કરડે, તે એક ડગલું પણ ભરી શકે નહિ. એને વશ થઇ જાય. એવી કુંવર, સાખે ચાભાડી [ ચભાડ આહિરની પુત્રી ] કહેવાય છે.

બાળે બીજાની હાલ્ય, હલબલતાં ડગલાં ભરે,
હંસલા જેવી હાલ્ય હોય કોટાળી કુંવરની ૨

[બીજી સ્ત્રીઓની ચાલ્ય તો ઢંગ વગરનાં ડગલાં ભરતી હોય છે. પણ મારી કોટાળી કુંવર તો હંસગતિએ ચાલે છે.]

બાળે બીજાના વાળ, ઓડયેથી ઉંચા રિયા,
ચોટો ચોસરિયાળ, કડ્યથી હેઠો કુંવરને. ૩

[આગ ઉઠજો બીજી સ્ત્રીઓનાં માથામાં, જેના વાળ ગરદન સુધી પણ ન પહોંચે એવા જીપરકા (નાના) હોય છે અને મારી કુંવરના માથા પર તો જુઓ! ચાર સેર્યો પાડીને ગુંથેલો એનો ચોટલો છેક કમ્મરથી પણ નીચે ઢળકતો શોભે છે.]

બાળે બીજાની આંખ્ય, ચુંચીયું ને ભુંચીયું,
મૃગના જેવી આખ્ય, હોય કોટાળી કુવરણી. ૪

✓બાળે બીજાનાં ઉર, હાલે ને હચબચે,
અણીઆળાં એ ઉર, હોય કોટાળી કુવરનાં ૫

[બાળજો બીજી સ્ત્રીઓના સ્તન, કે જે ઢીલા પોચાં પડીને હલબલે છે. મારી કુવરનાં સ્તન તો તંદુરસ્તીને લીધે કઠણ અને અણીદાર રહ્યા છે]

બહુ બોલે ને બહુ બકે, લવ લવ કાઢે વેણ,
કરડજો એને કાળોતરો, (ભલે) હોય આપણાં શેણ! ૬

[કોઇ બહુ બોલનારી, બહુ બકનારી, લવારી કરનારી, ભલે એ પોતાની સજની હોય, તો યે એને કાળો નાગ કરડજો!]

થોડું બોલે ને થરહરે, મરકીને કાઢે વેણ,
(એને) કે'દિ કાંટો મ વાગજો, (ભલે) હોય પારકાં શેણ! ૭

[ઓછાબોલી, આંચકો ખાનારી અને મોઢું મલકાવીને જ શબ્દો ઉચ્ચારનારી સ્ત્રી ભલે ને અન્ય કોઇની ધરનારી હોય, તો યે એને કાંટો પણ ન વાગજો, એવી હું દુવા દઉં છું.]

કાળમુખાં ને રીસાળવાં, નીચાં ઢાળે નેણ,
(એને) કાળી નાગણ કરડજો, (ભલે)હોય આપણાં શેણ! ૮

[ગુસ્સાથી કાળું મ્હોં કરનારી, રીસાળ, નીચી નજર ઢાળનારી, એવી સ્ત્રી ભલે આપણી પોતાની સજની હોય, તો પણ એને કાળી નાગણીના દંશ થજો!]

હસમુખાં ને હેતાળવાં, અમૃત વરસે નેણ,
(એને) કંટો કે'દિ મ વાગજો, (ભલે) હોય પારકાં શેણ. ૯

[જે સ્ત્રી હસમુખી, હેતાળ, નેત્રોમાંથી અમૃત વરસાવતી હોય, તે ભલે અન્યની સ્ત્રી હોય, તો પણ એને કાંટો સુધ્ધાં ન વાગજો!]

રાણા! રાતે ફુલડે ખાખર નીંઘલિયાં,
સાજણ ઘેરે સામટે આણાત ઉઘલિયાં. ૧૦

[જંગલમાં ફાગણ મહિને ખાખરાનાં ઝાડ રાતાંચોળ કેસુડાંનાં ફુલે ફોર્યાં હોય, તેવી શોભીતી રાતી ચુંદડીઓ ઓઢીને ચાલતી આનંદીઓનાં વૃંદ વચ્ચે વીંટળાઇને આભાડી કુંવર આણું વળી સાસરે ચાલી જાય છે!]

૨ : રાણાનું પરિભ્રમણ

મેલ્યું વાંગર ને માઢીયું, મેલી મહુવાની બજાર,
ડગલાં દિ' ને રાત (મારે) ભરવાં પડે ભેરાઇનાં. ૧૧

[મેં તો સદાને માટે મારા ગામ વાંગર ને માઢીયું ત્યજી દીધાં. મહુવાની બજારે હટાણું કરવાનું ધુંવાસ ડુંગરથી છેટું થઇ પડયું. હવે તો મારે દિવસરાત ભેરાઇ ગામના આંટા ખાવા પડે છે.]

રાણો કે' રહીયું નહિ તનડું ટેક ધરી,
કપરા જોગ કરી હાલીતલ હળવું પડયું. ૧૨

[રાણો કહે છે કે મારું શરીર કુંવરને વિસરવાનો નિશ્ચય કરીને પાછળથી ન રહી શક્યું. અને આવા વસમા સંજોગો ઉભા કરીને ચાલી નીકળનાર એ શરીર પોતાની જાતે જ હલકું પડયું.]

જીવ ઢંઢોળે ઝુંપડાં, જૂને નેખમ જાય,
ઓરડ ખાવા ધાય, (તોય) મન વાર્યું કરે નહિ. ૧૩

[મારો પ્રાણ કુંવરનાં જુનાં રહેઠાણોમાં જઇ જઇને સૂનાં ઝુંપડાં તપાસી રહ્યો છે. પરંતુ એ બધાં ખાલી ઓરડાં તો મને ખાવા ધાય છે. છતાં હૃદય એ કુંવરના નિવાસોમાં ભટકતું રોકાતું નથી.]

કાગા જમત હે આંગણે, ખનખન પથારા,
સાણા ! સાજણ કયાં ગયાં, મેલીને ઉતારા ? ૧૪

[એ છિન્ન ભિન્ન થઇ ગયેલાં ઝુંપડાંને આંગણે કાગડા ચણી રહ્યા છે. ઉતારાઓ અસ્તવ્યસ્ત પડયા છે. રાણો સાણા ડુંગરને પૂછે છે કે "હે ભાઇ, આ ઉતારા છાંડીને મારાં સ્વજનો કયાં ચાલ્યાં ગયાં ?"]

ચોસર જેનો ચોટલો, નાક ભાતીલાં નેણ,
રાણો પૂછે રાવલને, કોઇ દીઠાં મુંજા સેણ ! ૧૫

[હે રાવલ નદી ! જેનો ચાર સેર્યે ગુંથેલ ચોટલો છે, અને જેનાં નાક કાન તથા નેણ ઘાટીલાં છે, એવી મારી સજનીને તેં કયાંય જોઇ ?]

૩ : કુંવરની મનોદશા

સાણે વીજું સાટકે, નાંદે અમારા નેસ,
કુંવર બચ્ચું કુંજનું, બેઠી [1]બાળે વેશ. ૧૬

[સાણા ડુંગર ઉપર વિજળી ચમકારા કરે છે, અને અમારાં નેસડાં હવે તો નાંદીવેલા ઉપર છે. કુંજડીના બચ્ચા જેવી કુંવર બાળુડે વેશે નાંદીવલે બેઠી છે.]

આભે ધારાળા કાઢીઆ, વાદળ ચમકી વીજ,
રૂદાને રાણો સાંભર્યો, આવી આષાઢી બીજ. ૧૭

[આસમાનમાંથી મેઘની ધારાઓ નીકળી. વાદળમાં વિજળી ઝબુકી. કુંવરના હૃદયને રાણો સાંભર્યો કેમકે આષાઢ મહિનાની બીજ આવી.]

[1] 'બાળેવેશ' 'બાળુડે વેશ' એ પ્રયોગ રૂપાળી સ્ત્રીની પ્રશસ્તિ માટે થાય છે.

કોટે મોર કણુંકીઆ, વાદળ ઝબુકી વીજ,
રુદાને રાણો સાંભર્યો, આવી આષાઢી બીજ. ૧૮

[ ગામડાંના ગઢ કોટ ઉપર અને ડુંગરાની ટોચ ઉપર મોરલા ટહુક્યા. આષાઢી બીજ આભમાં દેખાણી. હૃદયને રાણો યાદ આવ્યો. ]

રામરામીયું રાણા ! (મને) પરદેશની પોગે નહિ;
છેટાની સેલાણુ ! વસમી વાંગરના ધણી ! ૧૯

[ હે વાંગર ગામના વાસી રાણા ! વટેમાર્ગુઓની સાથે મોકલેલા તારા રામરામ મને આઘેથી પહોંચતા નથી. છેટાની વાટો બહુ વસમી છે. આપણે ઘણાં દૂર પડ્યાં છીએ. ]

[1]રાખડીયું રાણા ! બળેવની બાંધી રહી,
છોડને સેલણુ ! કાંડેથી કુંવર તણે. ૨૦

[ ઓ રાણા ! ગઇ બળેવે તે આવીને સીમમાં પીપળાને છાંયે મારે કાંડે રાખડી બાંધી હતી, તે એમની એમ રહી છે. હવે તો તું આવીને તારી રાખડી છોડી જા ]

છાનું છાનું વિજોગે ઝુરતી કુંવરનું શરીર શોષાવા લાગ્યું. ત્યારે એના પરણેલા પતિને વ્હેમ આવ્યો કે કુંવરના પેટમાં સારણગાંઠનો રોગ હશે તેથી એ કુંવરના પેટ પર ડામ દેવા લાગ્યો. મુખેથી ચુપ-ચાપ રહી સહી લેતી કુંવર મનમાં મનમાં શું કહે છે :

સારણગાંઠયું સગા ! કાળજની કળાય નૈ,
(એનાં) ઓસડ અલબેલા રાણાની આગળ રીયાં. ૨૧

[ હે નાદાન સગા, એ સારણગાંઠો તો કાળજાની અંદર ઉપડી છે. તને એ નહિ દેખાય, અને એની દવા પણ બીજા કોઇની પાસે નથી. એ ઓસડ તો રાણાની પાસે જ રહ્યું. ]

---

૧. શ્રાવણ વદી એકમના દિવસને બળેવ કહેવાય છે. તે દિવસે બ્હેનો ભાઇઓને કાંડે રક્ષા-બંધન ( રક્ષણની આશિષોવાળો દોરો ) બાંધે છે. આંહી રાણાએ કુંવરને રાખડી બાંધ્યાનું શી રીતે કહેવાયું છે તે સમજાતું નથી

### ૪ : સાણા ડુંગરમાં રાણાની અંતર-વેદના

સાણે મન સૂતું નહિ, ધુંવાસને ધડે,
આવ્યું આટો લે, રોતું મન રાણો ભણે. ૨૨

[રાણો બોલ્યા કરે છે કે મારું મન સાણામાં શાંતિથી સૂઇ ન શક્યું. કદાચ કુંવર ધુંવાસના ધડા નામના નજીકના ડુંગર પર હશે એમ સમજી હું ત્યાં ગયો. ત્યાંથી આંટો મારીને મારું રડતું મન પાછું આવીને પડ્યું છે.]

કુંવર ઉછળે ભલ ઉછળે, (તું) શીદ ઉછળ સાણા!
કાલ્ય કુંવર મનાવશું, (તું) પડ્યો રે'ને પાણા! ૨૩

કુંવર નેસ લઇને હાલી નીકળી ત્યારે એને સાણો ઉછળતો લાગે છે.

[હે સાણા ડુંગર! હે પત્થર! કુંવર મારાથી રીસાઇને આમ તેમ કુદકા મારતી નાસે છે, એને તો કાલે જ મનાવી લેશું. પણ એમાં તું શીદ ઉછાળા મારે છે!]

એક કાગડાને જોઇ પોતે પૂછે છે :

કયાંથી આવ્યો કાગ, વનરાવન વીંધે કરે!
કહેને કેડાક પાર, કિયે આરે કુંવર ઉતરી? ૨૪

[ઓ કાગડા! તું આ વન વીંધીને કયાંથી આવે છે? તેં કુંવરને ક્યાંય દીઠી? કઇ નદીને આરે જઇને કુંવર ઉતરી છે?]

પાતળ પેટી, પીળરંગાં, પસવને પારે,
કુંવર કુંપો કાચનો, ઉતર્યાં કયે આરે! ૨૫

[પાતળા પેટવાળી છે, રંગ ચંપકવરણો–પીળો છે, 'પસવ' (હરણની જાતના પ્રાણી) જેવી સુંવાળી તો એની કાયા છે: કુંવર કાચના સીસા સરખી નાજુક છે, એવી કુંવર કયે કાંઠે ઉતરી છે હે ભાઇ કાગા!]

અને હે ભાઇ! કુંવરને એટલો સંદેશો દેજે કે

ગર લાગી ગૂડા ગળ્યા, પેટે વધ્યો [1]પીયો,
કાગા ભણજો કુંવરને, રાણો સાણે રીયો. ૨૬

---

૧ પીયો : જળોદરનો રોગ.

[ રાણાને તો ઝેરનું પાણી લાગ્યું છે. એના હાથ પગ ભાગી ગયા છે. એનું પેટ વધી ગયું છે, અને હવે તો રાણો સદાનો સાત્રે ડુંગરે જ રહી જશે, હવે મેળાપ નહિ થઇ શકે. ]

આખી રાત ઉજાગરો કરતો કરતો રાણો વિચારે છે.

રાણા જોને રાત, પૃથમીને પોરો થિયો,
ન સુવે નીંદરમાંય, હૈયું કાંકણહારનું. ૨૭

[ હે રાણા! રાત્રિ તો પૃથ્વી આખીને વિશ્રામ લેવાનો સમય છે તમામ જીવ જન્તુ ને માનવી પોઢી જાય છે, નથી સૂતું એક કંકણહાર નામનું પક્ષી એને એકને જંપ નથી એની માફક આ મારા હૃદયને પણ ઉજાગરા કરવા સરજ્યા છે ]

આછર પાણી આંબડે, ચરવા કંઠોળેલ ઠાસ,
મેયુંને નો મેલાવીયેં ઠોળેસરનો વાસ. ૨૮

[ આંબડા કુવાનાં આછાં તેલ જેવાં પાણી અને ચરવા માટે મીઠું ઘાસ એવો ઠોળીઆ ગામનો વસવાટ મારી ભેંસોને મેં શીદ છોડાવ્યો! ]

૫: કુંવરનું ગુપ્ત આગમન, છેલ્લું મિલન, ને મૃત્યુ.

(તારી) દેહડી ઉપર ડામ, ચાબાડી, કેણે ચોડિયા!
કિયા વેરીનાં કામ, કાયા બગાડી કુંવરની! ૨૯

[ તારા દેહ ઉપર, ઓ ચભાડ આહિરની દીકરી! આ ડામ કોણે દીધા? એવો કયો વેરી વૈદ મળ્યો કે જેણે તારી કાયા બગાડી દીધી?]
કુંવર કહે છે.

રાણા! આજુની રાત, ભીંસી બથ ભરીએ નહિ,
હૈડાં કેરાં હાડ, કુંવરનાં કચરાઈ ગીયાં. ૩૦

[ હે રાણા! આજની રાત્રિ જોર કરીને બથ ન ભરીએ તો ઠીક. પરંતુ બન્નેએ ગાઢ આલિંગન ભર્યું. તેની ભીંસથી કુંવરનાં હાડકાં કચરાઇ ગયાં.]

# કમો—વીકોઇ

આહિર જાતિનું આ જોડલુ ક્યાંનુ રહેવાસી હતુ તે દોહાઓમાથી નીકળતુ નથી. કથા માત્ર આટલી જ પ્રચલિત છે. કમો બહારગામ ગએલો પાછળથી એનો પરગામવાસો મિત્ર કાળો ઝાલ મહેમાન બનીને આવ્યો. કમાની વાટ જોઇ એક બે દિવસ રોકાયો. પછી ચાલ્યો ગયો કમો ઘેર આવે છે. વિકોઇ એને મિત્ર આવી ગયાના સમાચાર આપે છે. નિર્દોષ ભાવે એ સ્ત્રી પતિની પાસે પતિના મિત્રનાં વખાણ કરે છે. રાત પડી. દંપતિ સુતા. ઓચીંતો કમો જાગી ગયો. એને અંદેશો પડયો કે સુતેલી સ્ત્રી નીંદરમા પણ ' વાહ કાળો ઝા ' ! વાહ કાળો ઝાલ ! ' એવુ ઝંખી રહી છે સ્ત્રીના શિયળ પર પોતે વ્હેમાયો. જગાડી. કહ્યુ કે " ચાલી જા કાળા ઝાલ પાસે. તુ તો એને જ ઝંખી રહી છે. "

વીકોઇનું અંતકરણ પવિત્ર હતુ. એણે શુદ્ધ ભાવે કાળા ઝાલને વખાણેલો. કાળો તો એને મન ભાઇ સમાન હતો. ધણીના મનનો મેલ ધોવા એણે ઘણા કાલાવાલા કર્યા–ઘણુ રડી. પણ કમાનો સંશય ટળ્યો જ નહિ એણે વીકોઇને જોરાવરીથી ઘર બહાર કાઢી રઝળતી મૂકી દીધી. વીકોઇ કાળા ઝાલને ઘેર ગઇ. પોતાના વીતકો વર્ણવ્યાં. કાળાએ એને ધર્મની બ્હેન ગણી આશરો

આપ્યો. કાળાને આશા હતી કે કમો પસ્તાઈને કોઈક દિવસ તેડવા આવશે.

દોહાઓ માત્ર આટલા જ છે. બીજા ક્ષેપક હશે ખરા. પણ સાંગોપાંગ સાચી વાત ઉતારી આપે એવા સંપૂર્ણ દોહાની સંકલના જડતી નથી. ( [illegible]

§

## ૧ : નિર્દોષ વીકોઈના કાલાવાલા

કીધી હોત કમા ! (તો) ધોખો મન ધરત નહિ,
સ્વપનામાય સગા ! અંખી હઈશ કાળા આલ સું. ૧

[ હે કમા ! મારે ને કાળા આલને જીવનમાં તો કશો સંબંધ છે જ નહિ, પણ હું સ્વપ્ને ય જો એને ઝંખી હોત ને તું કાઢી મૂકતો હોત, તો મને માઠું ન લાગત ]

એવા કાલાવાલા કરતી વીકોઈ ઘરના આંગણામાં છાપરાની વળી ઝાલીને ખસિયાણી પગે અઢેલી ઉભી રહે છે

વીકોઈ ! વળા મ ઝાલ્ય, વળે વાસીંગણું નહિ,
જઈ કાળો જુવાય ! કમા મન કોળ્યું નહિ. ૨

[ કમો એનો હાથ વળા પરથી ખસેડીને કહે છે - હે વીકોઈ ! ઘરના વળા ન પકડ વળા પકડીને તું આવી વાસ નહિ કરી શકે હવે તો તું જઈને કાળા આલને મારા જુવાર કહેજે. કમાનું મન હવે તારા તરફ નથી આકર્ષાતું, નથી ખીલતું ]

સારૂં સારડીએ પાંજર મારૂં પીંગલાં
ફેરતું પુદડીએ ન જાઉં કાળા આલસું. ૩

[ તું કહે તો હું સારડી વતી મારા હૃદય-પીંજરને ફેરતા છેદ પાડી નાખું. પણ હું કાળા આલને ઘેર એની સ્ત્રી બનીને તો નહિ જાઉં.]

[1]કમા ! કાઢી મ મેલ્ય, કાઢયે કાઢેડુ કેવાઈ,
પાલી અમણું પેટ, અધવાલીએ ઉકેલશું. ૪

[ વીકોઇ વિનવે છે હે કમા, તુ મને કાઢી ન મૂક. કાઢી મૂકવાથી હુ 'કાઢેડુ ગણાઇશ. એ કરતા તો તુ મને તારી દાસી થઇને આહી રહેવા દે મારૂ પેટ એક પાલી જેટલુ અનાજ માગે છે, પણ તું અરધી પાલી આપીશ તો તેટલેથી હુ પેટગુજારો કરીશ. ]

સગા ! લેને સાચ, કડામા તેલ ઉના કરી,
પંડ્યમા હશે જો પાપ, આળું અંગડે લાગશે. ૫

[ હે સ્વજન ! તુ કડાઇમા તેલ ગરમ કરીને મારૂ સત્ય લઇ જો ! એ ઉના તેલમા હુ બેસુ. જો મારા દેહમા પાપ હશે તો અગે જ્વાળાઓ લાગશે, નહિ તો મને એ તેલનો શીતળ સ્પર્શ થશે. ]

પાલરને પણુગે નવખંડ નીલો થાય,
વીકોઇની વિનતિએ કમા મન કોળ્યું નહિ. ૬

[ વરસાદના થોડા છાંટા વરસે તો તેથી નવે ખડ પૃથ્વી લીલી થઇ જાય—આખી પૃથ્વી પર વનસ્પતિ ઉગી જાય, પરતુ કમાનુ મન તો એ પૃથ્વીથી યે કઠોર, એટલે વીકોઇની આટલી બધી આજીજી વરસવા છતાં યે લગારે લીલુ ન થયુ ]

સગતળિયુ સગા ! (કુ તો) ઇડરગઢથી આણીએ',
(એથી) કૂણેરિયુ કમા ! (કુ' તો) કાળજથી કઢાવીએ'. ૭

[ હે સગા ! તુ કહે તો હુ તારા પગના જોગની સગતળીઓ છેક ઇડરગઢથી મગાવી દઉ, ને એથી પણ વધુ સુકોમળ જોઇતી હોય તો મારા કલેજામાથી ચામડી કાઢીને તારા પગની સગતળીઓ બનાવી આપુ ]

---

પાઠાન્તર

૧ કમા ! અમુ મ કાઢય, ઘરમાંથી ધાના કરી,
હરચદવાળા હાટ, કમા ! તેં હાથે કર્યાં

૨ કમા ! કાઢી મ મેલ્ય, હાથુથી મને આટકી,
ઉપાડી હેય હેલ્ય કયે વન જઇ વરતશુ !

૨ : પરતાએલા કમાનો વીકોઇની પાછળ રઝળપાટ

વીકોઇ વડે ઉતાવળી, નદીએ ળોળા નીર;
ચાળો લગાડ્યો છીપરે, વીકોઇ ધોઈગઇ ચીર. ૮

[ કમો મિત્રને ગામ નદીકિનારે આવ્યો જોયુ તો વીકોઇ રોટારોટ ગામ તરફ ચાલી જતી હતી. નદીમા ભરપૂર નીર વહેતા હતા. એ છીપર ઉપર વીકોઇ કપડા ધોઇ ગઇ, તે છીપર ઉપર જઇને કમો ઉભો રહ્યો એનુ દિલ છીપર (શિલા) પર લાગી ગયુ કેમકે વીકોઇએ એના ઉપર લૂગડા ધોએલા ]

[1]નહિ સાબુનો સંધરો ! નહિ નીર તમારે નેસ,
કમા ! મેલે લૂગડે વળો નીકળ્યો વદેશ ! ૯

[ પાદરની પનીઆરીઓ કુવાકાઠે હસી હસી મશ્કરી કરવા લાગી કે શુ તારે ઘેર સાબુ નથી ને ગામડે પાણી નથી ? એટલે જ ઓ કમા ! તુ મેલે કપડે વિદેશે ચાલી નીકળ્યો જણાય છે. ]

સાબુનો સંધરો ઘણો, નીર ઘણા અમ નેસ,
[2]ઉજળા કેને દેખાડીએ (મારી) વીકોઇ ગઇ વદેશ. ૧૦

[ કમો જવાબ આપે છે સાબુ તો મારે ઘેર ઘણો છે મારે ગામડે પાણી પણ બહોળુ છે પરતુ હુ મારા કપડા ઉજળા કરીને કોને બતાવુ? મારી વીકોઇ તો વિદેશે ચાલી ગઇ છે એના વિના મને સારા વસ્ત્રો કેમ ગમે ! ]

વીકોઇ વગે રોય મેકળિયું મેલે કરે
કમા જેહરો કોય (હવે) સગો સાપડશે નહિ ૧૧

[ હે વિકોઇ ! હવે તુ હર્માઓ છુટી મૂકીને રોઇ લે કેમકે હવે કમા જેવો સગો તને કોઇ નહિ સાપડે ]

---

૧ પાઠાન્તર નહિ સાબુનો સધરો, નહિ નદિયુમા નીર
કમો મેલે લુગડે, જાણે ભમતો ફકીર.

૨. પાઠાન્તર—ઓછી પેરી કેને દેખાડીએ.'

# રતન ગયું રોળ

સોરઠના ગિરકાંઠાનાં વાસી કોઇ ચારણ–ચારણી મુલકમાં દુષ્કાળ પડવાથી પોતાની ભેંસો હાંકી પરમુલક ગએલાં. ચોમાસું બેસતે, દેશમાં સારો વરસાદ પડયાના સમાચાર સાંભળી બન્ને જણાં હર્ષાતુર હૃદયે ભેંસો હાંકીને મુલકમાં ઉતર્યાં. વચ્ચે કોઇ એક પોરસાવાળા નામે રાજપૂતનું ગામડું આવ્યું. પોરસાવાળાનો આશરો મળે તો એજ ગામમાં રહેઠાણ કરવાની બન્નેની ઇચ્છા હોવાથી ચારણ પોતાની સ્ત્રીને ભેંસો સાથે નદીમાં ઉભી રહેવાનું કહી ગામમાં ગયો. ત્યાં રોકાણ થઇ ગયું. પાછળથી નદીમાં પૂર આવ્યુ. ચારણી અને પશુ તણાઇ ગયાં. એ દિવાની અવસ્થામાં એણે સ્ત્રીના વિયોગની વેદના દોહા વાટે ગાયા કરી. કહેવાય છે કે એની માનસિક ઘેલછા મટાડવા માટે પોરસાવાળાએ એ જ મૃત ચારણની જુવાન બહેનને લાવી, એવા જ પોશાક પહેરાવી, વળતા વર્ષની એ ઋતુમાં, એવો જ સમય શોધી, નદી વચ્ચે ઉભી રાખી, ને પછી 'પૂર આવ્યું" પૂર આવ્યું !' એવી એવી બૂમો પડાવી. ઘેલા ચારણને નદીતીરે લાવ્યા. નદી વચ્ચે ઉભેલી તે પોતાની જ ચારણી છે એવા નવા ભ્રમને લીધે ચારણની જૂની ઘેલછા છુટી ગઇ.

૨ : પસ્તાએલા કમાનો વીકોઇની પાછળ રઝળપાટ

વીકોઇ વહે ઉતાવળી, નદીએ ઓળા નીર;
ચાળો લગાડ્યો છીપરે, વીકોઇ ધોઈ ગઇ ચીર. ૮

[ કમો મિત્રને ગામ નદીકિનારે આવ્યો. જોયું તો વીકોઇ હોટાહોટ ગામ તરફ ચાલી જતી હતી. નદીમાં ભરપૂર નીર વહેતાં હતાં. જે છીપર ઉપર વીકોઇ કપડાં ધોઇ ગઇ, તે છીપર ઉપર જઇને કમો ઉભો રહ્યો એનું હૈયું છીપર (શિલા) પર ઢળી ગયું કેમકે વીકોઇએ એના ઉપર લૂગડાં ધોએલાં ]

[1]નહિ સાબુનો સંઘરો! નહિ નીર તમારે નેસ,
કમા! મેલે લૂગડે વળી નીકળ્યો વદેશ! ૯

[ પાદરની પનીહારીઓ કુવાકાંઠે ઉભી ઉભી મશ્કરી કરવા લાગી કે શું તારે ઘેર સાબુ નથી ને ગામડે પાણી નથી? એટલે જ આ કમા! તું મેલે કપડે વિદેશે ચાલી નીકળ્યો જણાય છે. ]

સાબુનો સંઘરો ઘણો, નીર ઘણા અમ નેસ,
[2]ઉજળા કેને દેખાડીએ (મારી) વીકોઇ ગઇ વદેશ. ૧૦

# રતન ગયું રોળ

સોરઠના ગિરકાંઠાના વાસી કોઇ ચારણ-ચારણી મુલકમાં દુષ્કાળ પડવાથી પોતાની ભેંસો હાંકી પરમુલક ગએલાં. ચોમાસું બેસતે, દેશમાં સારો વરસાદ પડયાના સમાચાર સાંભળી બન્ને જણાં હર્ષાતુર હૈયે ભેંસો હાંકીને મુલકમાં ઉતર્યા. વચ્ચે કોઇ એક પોરસાવાળા નામે રાજપૂતનું ગામડું આવ્યું. પોરસાવાળાનો આશરો મળે તો એજ ગામમાં રહેવાની બન્નેની ઇચ્છા હોવાથી ચારણ પોતાની ... પોરસા! ૮

ઊભી રહેવાનું કહી [શિકારીથી નાસીને નાસેલ, શ્વાસભર્યું સસલું નદીમાં પર નાની શી બખોલ કરીને તેની અંદર શિકારીઓથી ગુપ્ત રહે, તેમ હું પણ મારી ચારણીરૂપી ગરીબ બખોલમાં છાનો માનો વિસામો લેતો હતો. એમાં કાળરૂપી શિકારીની ફાળ પડી, મારૂં વિસામાનું ધામ છૂટી ગયું, ને હું હવે એ કાળની મોખરે, શિકારીની આગળ નિરાધાર સસલો દોડે તેમ દોડી રહ્યો છું.]

દલને ડામણ દે, ઉભલ ઉંટ વારે,
રીયું રાડયું દે પાદર તારે પોરસા! ૯

[મારા દિલને જાણે કે હવે ડામણ (બેડી) પડી છે. પગે ડામણ દઇને ટોળાથી વછૂટા પાડેલા ઉંટની માફક એ એકાકી ઉભેલું છે. અને

હે પોરસા! એવા વિખૂટા પડેલા ઉંટની માફક મારું બંદીવાન અંતઃકરણ તારે પાદર એકલ દશામાં ઉભું ઉભું પોકાર કરે છે. વિયોગી દિલને ઉંટની ઉપમા આપવાનું કારણ એ છે, કે મનુષ્ય કરતાં પશુનો, અને તેમાં પણ ઉંટનો *Herd–Instinct* સમૂહ–સ્નેહ એટલો બધો પ્રબળ છે કે ઉંટના આખા ટોળામાંથી એક ઉંટને વિખૂટું પાડીને જ્યારે માલધારીઓ એને પગે બંધ બાંધી રોકી લે છે, ત્યારે એ એકાકી ઉંટ ઉભું ઉભું, સાંભળનાર સર્વ કોઇનું હૃદય ભેદાય તેવું આક્રંદ કરે છે, અને એની આંખોમાં તે વેળા શ્રાધાર આંસુ ચાલતાં હોય છે. જાણકાર માલધારીઓએ કહેલી આ કથા છે.]

કુવાને કાંઠે, દલ મારૂં ડોકાય;
(પણ) જોયે તરસ્યું ન જાય, પીધા વિણુની પોરસા! ૧૦

[તરસ્યો માનવી કુવાને કાંઠે ઉભો રહીને પાણીમાં ડોકિયાં કરે, તેથી એની તરસ કદિ છીપતી નથી. તેવી રીતે હે પોરસાવાળા, મારૂં હૃદય તરસે વલવલતું, એ પ્રિયાના સ્મરણ રૂપી કુવામાં ડોકિયાં કરે છે. પરંતુ એનાં રૂપગુણનાં નીરને પીવાનો વખત તો હવે ચાલ્યો ગયો.]

બાવળ ને ઝાડ જ બીઆં વાધે નીર વન્યા,
(પણ) પણ કેળ્યું કોળે ના પાણી વણુની પોરસા! ૧૧

[હે પોરસા વાળા! બાવળ જેવાં બળવાન અને કઠોર ઝાડ તો પાણી વિના ઉછરે. પણ કેળ જેવી કોમળ વનસ્પતિને તો અતિશય પાણીનું સીંચન જોઇએ. તેવી રીતે અનેક જોરાવર હૃદયના માનવી પ્રેમજળ સિવાય જીવી શકે, પણ હું કેળ જેવો કોમળ હૃદયનો જીવ મારી સ્ત્રી વગર શી રીતે જીવું!]

વવારીએં વાળા, તળીએ ટાઢક જોય,
(પણ) કેળ્યું કોળે ના, (ફૂ'દા) પાણી વણુની પોરસા! ૧૨

[હે પોરસા દરબાર! તું કહે છે કે હું ફરીવાર પરણું. મારા સ્નેહરૂપી ઝાડને તું કોઇ ટાઢું પાણીવાળું તળ જોઇને—એટલે કે કોઇ સ્નેહભર્યું પાત્ર જોઇને રોપવા માગે છે, પણ હે બાપ! મારો સ્નેહ તો કેળના રોપ સરીખો કોમળ છે. એને ઉપરથી પાણી પાયા વિના કોળાવી નહિ શકાય. એને તો મરનાર ચારણીનું જ કુપજળ પીવા જોઇએ.]

તરસ્યાં જાય તળાવ (ત્યાં તો) સરોવર સૂકે ગયાં;
અગનિ કીં ઓલાય પીધા વિણુની પોરસા! ૧૩

[ હે પોરસા વાળા! તરસ્યા થઈને અમો સરોવર તીરે ગયા, ત્યાં તો છલોછલ ભરેલું સરોવર અમારી આંખો સામે પલકવારમાં સુકાઈ ગયું. હવે પાણી પીધા વગર મારા અંતરની પ્યાસની જ્વાલા શી રીતે ઓલવાય? ]

દેહ્યું દિયાડે; સાચવતા સોનાં જી'
રોળાણી રાખોડે, પાદર તારે પોરસા! ૧૪

[ દિવસો દિવસ અમે જે પ્રિય દેહને સોનાની માફક સાચવતા હતા તે આજ તારે પાદર રાખમાં રોળાઈ ગઈ, ઓ પોરસાવાળા! ]

સુઘડ હેતાળી સુંદરી, સુખની છાકમછોળ
(હવે) ધોખા ને ધમરોળ, પાદર તારે પોરસા! ૧૫

[ એવી ચતુર અને સ્નેહાળ સુંદરીના સાથમાં મારે સુખની છોળો છલકતી, પણ હવે સ્રી મરતાં તો હે પોરસાવાળા! તારા પાદરમાં મારે જીવતરસરના કનેરા અને કષ્ટના ધમપછાડા જ રહ્યા ]

તરિયા ગઈ, તૃષણા રહી હૈયું હાલકલોલ
રતન ગીયું રોળ પાદર તારે 'પોરસા! ૧૬

[ હવે તો હે પોરસાવાળા! જીવતરમાંથી જન્મ-સંગાથી સ્રી ચાલી ગઈ, મનમાં સંસાર-સુખની વાંછના હતી તે અણપૂરી રહી ગઈ, અંતઃકરણ આ ભાવસાગરમાં તૂટેલી નૌકા સરીખું ડામાડોળ સ્થિતિમાં પડી ગયું, કેમકે તારા પાદરમાં મારું અમુલખ રત્ન રોળાઈ ગયું. ]

સૂતલ સખ કરે, કણુકણુતું કુંજ જી'
માર્યું મધરાતે પાદર તારે પોરસા! ૧૭

[ હે પોરસા વાળા! કુંજડ પક્ષીઓની રીત છે કે રાતે ક્યાંઈક આખું વૃંદ ઓથ શોધીને આરામ કરે અને ચાર કુંજડા વારા ફરતી ચોકી રાખે સૂતાં સૂતાં કુંજડા લ્હેરથી ઝીણું ઝીણું કણુકયા કરે. આવી લ્હેરથી મારું હૃદય-પક્ષી પણ પોઢયું હતું. ત્યાં તો બરાબર મધરાતની ભરનિદ્રામાં શિકારીએ એને તીર માર્યું. ]

વાછરડું વાળા! સાંભરતું ભળાય
(પણ) થર આતમ નો થાય, પરસ્યા વણુનો પોરસા! ૧૮

[ હે પોરસા વાળા! ગાય પોતાના વાછરડાને પોતાની સન્મુખ જ બાંધેલુ જોતી હોય, છતા પણ એને પોતાની જીભથી સ્પર્શ કર્યા વગર એ માતનો જીવ ઠરતો નથી, તેમ મારા હૃદયને પણ મારી પ્રિયાના સ્મરણ માત્રથી જ શાંતિ નથી વળતી. ]

ઉડી મન આંબર ચડે ચકવાં જીં સદાય,
(ત્યાં તો) કફરી રાત કળાય પોહ ન ફાટે પોરસા! ૧૯

[ સંધ્યાકાળથી જ વિખૂટા પડીને નદીના સામસામ કિનારા પરથી બેઠેલા ચકવાક પક્ષીના નર માદા જેમ રાતમા વારવાર ઉડી ઉડીને અંબર (આકાશ) પર ચડી જોયા કરે કે સૂરજ ઉગ્યો છે? પ્હો ફાટી છે? એ રીતે મારુ હૃદય-ચક્ષુ પણ વારે વારે નજર કરે છે કે આ વિયોગ-રાત્રિનો અંત છે ખરો! પણ મારે તો મિલનનુ પ્રભાત પડતુ જ નથી. ( ચકવાક પક્ષી અને ચકવાકી આખો દિવસ સંગાથે રહે, પણ સંધ્યાકાળે કુદરતી રીતે જ એને વિખૂટા પડી આખી રાત જળાશયની સામસામી પાળે પરસ્પર ચીસો પાડતા પાડતાં ગુજારવી પડે, એવી માન્યતા પ્રચલિત છે )]

અમારા ઉડે ગીયા અદ્ધર ઉચાળા,
(હવે) વીસમશું વાળા, પેલા ભવમા પોરસા! ૨૦

[ હે પોરસા વાળા! મારા ઉચાળા (સર સામાન) અદ્ધરથી ઉડી ગયા. હવે તો આવતા જન્મમા જ વિશ્રામ પામશુ. ]

# રાણક—રા' ખેંગાર

કોઇ રાજાને ઘેર કુંવરી જન્મી. રાજાએ જોષ જોવરાવ્યા. જોશીઓએ ભાખ્યું કે આ કન્યા અવજોગમાં અવતરી છે, એથી કાં એનાં માતાપિતાનો અથવા એના પતિનો એ નાશ કરાવશે. રાજાએ કન્યાને સુંદડીમાં વીંટાળી ગામની બહાર ખાડામાં નાખી દેવરાવી. દૈવયોગે કોઇ કુંભાર ત્યાં માટી ખોદવા આવતાં જીવતું બાળક દીઠું. માન્યું કે પ્રભુએજ મારૂં વાંઝીઆપણું ભાંગવા આ બાળક મોકલ્યું હશે. ઘેર લઇ ગયો, પાળી મોટી કરી. રાણકદેવડી નામ પાડયું. રાણક જુવાન બની છે, ભારી રૂપવતી છે, તે વખતે જુનાગઢ ઉપર રા' ખેંગાર રાજ કરે છે, ને ગુર્જર પાટણ ઉપર સિદ્ધરાજ જયસિંહ. રાણક અને એનાં કુંભાર માતાપિતા જુનાગઢની પાસે મજેવડી ગામમાં રહેતાં હોવાનું કહેવાય છે.

એક દિવસ પાટણમાં સિદ્ધરાજને ઘેર ભાટ આવ્યા. તેઓએ જમતાં જમતાં નિસાસો નાખી કહ્યું કે "રાજા, તારા ઘરમાં પદ્મિની સ્રી નથી." રાજાના મોકલ્યા એ ભાટો સોરઠમાં ઉતરી, સુંદરી રાણકનાં વખાણ સાંભળતા સાંભળતા મજેવડી જઇ રાણકને તપાસે છે, પદ્મિનીનાં પૂરાં લક્ષણો દેખે છે, રાણકના જન્મની ખરી વાત નક્કી કરે છે. સિદ્ધરાજનું વેવીશાળ રાણક વેરે ઠરાવી પાછા પાટણ સીધાવે છે.

આ વાતની ખબર વિનાનો ખેંગાર એક દિવસ ઘોડેસ્વારીમાં એકનો ભમતો એકલી રાણકને કોઈ કુવા કાંઠે મળે છે બન્ને વચ્ચે પ્રીત બંધાય છે, પરણીને પોતાને મ્હેલે તેડી જાય છે

સિદ્ધરાજ અને ખેંગાર વચ્ચે આ બનાવે મોટું વેર જમાવ્યું. ગુર્જરેશ્વરે જુનાગઢને ઘેરો ઘાલ્યો જુનાગઢનો કિલ્લો તો અજેય હતો, પણ ખેંગારની એક મોટી ભૂલ થઈ પોતાને ઘેર આશ્રિત થઈને રહેલા પોતાના દેશળદેવ ને વીશળદેવ નામના બે ભાણેજોમાંથી એક દિવસ વીશળદેવને ખેંગારે એક ઉંચી જાતનો મદિરા રાણકને આપી આવવા માટે એકલો અંતઃપુરમા મોકલ્યો વીશળદેવ એક તો મદિરા પીને ગયેલો, તેમાં વળી રાણકે અને પોતે રાણીવાસમા પરસ્પર મદિરા-પાન કરાવ્યું. બન્ને યુવાન હતા. ચકચૂર બન્યા અને બેભાન હાલતમા એક જ ઢોલિયા પર ઢળી પડયા

ખેંગારે આવીને આ દશ્ય જોયું, બ્યાવેલા રોષને શમાવી રાખી, બન્નેની ઉપર પોતાની પાભરી ઓઢાડી, અને સામેના સ્થળ પર પોતાનો કટાર ફુલાવી એ ચાલ્યો ગયો નશો છુટતા જાગી ઉઠેલા મામીભાણેજે પોતાની ભૂલ અને ખેંગારની નિશાનીઓ દીઠી વીસળદેવ ખેંગાર પાસે કરગર્યો ખેંગારે એને રાજ બહાર કાઢી મૂકયો કિનાખોર વીસળદેવે શત્રુને મળી જઈ, દગલબાજીથી દરવાજા ઉઘડાવી, શત્રુસૈન્યને જુનાગઢમા દાખલ કરી દીધું. ખેંગારને માર્યો, જુનાગઢને રોળી નાખ્યુ, રાણકને ઉઠાવી સિદ્ધરાજ પાટણ ભણી ચાલ્યો. સતી રાણકે સિદ્ધરાજ સાથે પરણવાની ના કહી, પોતાના બે દીકરાને શત્રુએ એની આંખો સામે કાપી નાખ્યા તેયે પણ રાણક ન ડગી, ને આખરે એ વઢવાણ શહેરની ભોગાવો નદીના પટમાં ખેંગારના માથા સાથે ચિતા પર ચડી બળી મરી. કહે છે કે રાણકને સતી થવા માટે કોઈએ એક અંગાર જેટલો પણ અગ્નિ ન આપવો એવી દુહાઈ ફેરવી હોવાથી રાણક પોતાના સતીત્વના પ્રતાપે વેકુરીમાંથી સ્વયંભૂ અગ્નિ પ્રગટાવી શકી હતી.

આ ઇતિહાસ ઇ સ. ૧૧૦૦ની આસપાસ બન્યો બોલાય છે. રાણક મૂળ સિધના કેરકોટ નગરના રાજા રોરને ઘેર જન્મી હોવાનું મનાય છે

§

## ૧ વેવીશાળ

સિદ્ધરાજનું વેવીશાળ જ્યારે બારોટો કુભાર ઘરની પાલિત કન્યા રાણકદેવડીની સાથે કરીને પાટણ આવ્યા ત્યારે સિદ્ધરાજ કોપાયે હતો. તેનો રોષ શમાવવા બારોટોએ આ રીતે સાચી કથા કહી .

આંગણુ આંબો રોપિયો, શાખ પડી ઘરબાર,
દેવે ઉપાઈ દેવડી, કેંમ ભણો કુંભાર! ૧

[ આબાને વાવ્યો હોય આપણા આગણામા, પણ એની બહાર ઢળતી ડાળી પરથી કોઇ પાકેલ કેરી આગણાની બહાર રસ્તા પર પડી ગઇ હોય, તેવી જ રીતે રાણકદેવડીને પણ દેવે (ઈશ્વરે) તો ઉચ્ચ રજપૂત કુળમા જ ઉત્પન્ન કરી હતી, પણ એ સંજોગવશાત રાજકુળની બહાર કુભારને હાથ જઇ પડી. તેથી એ પણ પેલી કેરીની માફક જ ઉચ્ચ મટી નથી જતી. માટે એને કોઇ કુભાર ન કહેજો। ]

ચોરી રચિયલ ચાર, ગોખે જે ગરવા તણે;
કાંડે લઇ કંસાર ખેંગારે ખવરાવિયો. ૨

[ ગિરનારને (ઉપરકોટને) ગોખે લગ્નની ચોરી રચાઇ. (બન્ને પરણ્યા). ખેગારે તો લગ્ન મંડપની અંદર રાણકને પોતાના હાથથી કંસાર ખવરાવવાની વિધિ પણ કરી નાખી. પૂરેપૂરૂ પાણિ-ગ્રહણ કરી લીધુ. ]

સોપારી શ્રીકાર, પાન કોડીનારનાં,
બીડું બીજીવાર ખેંગારે ખવરાવિયું. ૩

[ પછી તો ખેગારે રાણકને કોડીનાર ગામની નાગર-વેલનુ પાન તથા સુંદર સોપારીવાળુ તાણુવનુ બીડુ પણ ખવરાવ્યું. (બીડું ખવરાવવાની વિધિ પણ રજપૂતના લગ્નમા થતી હતી.) ]

પરણીને ખેંગાર રાણકદેવડીને મજેવડીથી જુનાગઢમા તેડી લાવ્યો. પરંતુ નગરમા પેસતા જ અપશુકન થયું:

૨. ખેંગાર સાથે લગ્ન

પ્રથમ પરોળે પેસતાં, થીયો ઠકવો ને ઠેશ,
(કા) સૂનો સોરઠ દેશ ! (કા) રંડાપો રાણકદેવીને ! ૪

[ ગઢની પરોળ(દરવાજા)મા પેસતા જ રાણકને પગે ઠોકર આવી. વ્હેમ પડયો કે કા તો સૌરાષ્ટ્ર દેશ ઉજ્જડ થશે, કા મારો પતિ મૃત્યુ પામશે. હુ વિધવા થઇશ. ]

પોતાની વિવાહિત કન્યાને ખેંગાર પરણી જવાથી ગુર્જરપતિ સિદ્ધરાજ જેસગ કોપાયે.

જેસંગદેવે જાય, ધારાનગર ઢંઢાળિયો
કપરો તે કે'વાય, ખેંગારસું ખેધો મ કર ! ૫

[જયસિંહ સિદ્ધરાજે જઇને ધારાનગરીના રાજાને ઉશ્કેર્યો. પણ એણે કહ્યું કે જુનાગઢ પર ચડવુ એ કઠિન કામ છે હે જયસિંહ ! ખેંગાર સાથે વૈર ન કરજે. ]

બાવન હજાર બંધિયા, ઘોડા ગઢ ગિરનાર
કેમ હઠે સોરઠ–ધણી ખેહણુ–દળ ખેંગાર ? ૬

[ ગઢ ગિરનાર (જુનાગઢ)ના રાજાને ઘેર તો બાવન હજાર ઘોડેસવારોની સેના રહે છે એવો સૌરાષ્ટ્રસ્વામી, એવો મહાન દળવાળો ખેંગાર કેમ હઠશે ? ]

૩ ખેંગાર પાસેથી મદિરાની ભેટ લઇ દેમળનું અંતઃપુરે જવું મતિ ભૂલેલી દેવડીનું નશામાં ચકચુર થવું ભાણીભાણેજનું બેહોશ હાલતમાં એક જ હીંડોળે ઢળી પડવું. સ્થંભ પર કટાર મારીને ખેંગારનું ચાલ્યા જવું : દેવડીનું જાગવું.

થંભ કટારો થરહર્યો, વરમંડ પૂગી વરાળ,
ઉઠને ભાણેજ દેશળા ! કોપ્યો રા' ખેંગાર. ૭

[ રાણક દેશળને જગાડે છે : એ ભાણેજ દેશળ ! તું ઉઠ. જો આ સ્થંભ પર કટાર ખૂતેલ છે. ખેંગાર કોપ્યો લાગે છે. એના દિલની વરાળ છેક મસ્તકને તાળવે (અથવા વ્યોમમાં) પહોચી લાગે છે. ]

ખેંગાર દેશળને ધિક્કાર દઇ ચાલ્યા જવા કહ્યું. દેશળ કરગરે છે :

નથી મેં ઘોડા ચૂડિયા, નથી ભાર્યા ભંડાર
નથી મેં માણી દેવડી, ઓળંભા મ દે ખેંગાર ! ૮

[ હે ખેંગાર ! મેં નથી તારા ઘોડા માર્યા. નથી તારા ખજાના લુંટાવ્યા. રાણકદેવી પર મેં કુદૃષ્ટિ નથી કરી. તું મને ઉપાલંભ (ઠપકો) ન આપ. ]

ખેંગાર ન માન્યો. દેશળને દેશવટો દીધો.

૪. સિદ્ધરાજની સેના જુનાગઢને ઘેરો ઘાલે છે. રાજમાતા મીણલદેવીના તંબુ ઉપરકોટની બહાર ખેંચાયા છે. કવિ મીણલ અને રાણક વચ્ચે વિવાદ થયાની કલ્પના કરે છે.

કવણ ખટકાવે કમાડ ! મેડી રાણકદેવની;
જાણુશે રા' ખેંગાર, (તો) ત્રાટક કાન જ ત્રોડશે. ૯

[ રાણક પૂછે છે : આહીં મારા આવાસના કમાડ કોણ ખખડાવે છે ? જો ખેંગાર જાણશે તો ખખડાવનારના કાન તોડી નાખશે. ]

મારો મેંઢો લાડકો, આયો ગઢ ગરનાર,
મારી રા ખેંગાર, ઉતારવી રાણકદેવને. ૧૦

[ મીણલદેવી કહે છે : મારો લાડકવાયો પુત્ર ચડીને ગઢ ગિરનાર પર આવ્યો છે. રા' ખેંગારને મારીને અમારે રાણકને ઉતારવી છે. ]

*અમારા ગઢ હેઠ, કેણે તંબુ તાણિયા!
સધરો મોટો શેઠ, બીજા બાધા વાણિયા! ૧૧

[રાણક પૂછે છે : અમારા ગઢ નીચે કોણે તંબુ તાણ્યા છે? શું એક સિદ્ધરાજ જ મોટો શેઠીઓ છે, ને બાકીના સર્વેને જગતમાં પામર વાણીઆ સમજે છે?]

વાણીઆના વેપાર જાતે દા'ડે જાણશો!
મારશું રા'ખેંગાર, ઉતારશું રાણકદેવીને! ૧૨

[મીણલ જવાબ આપે છે : હા હા, રાણક! તું અમને વેપારીઆ વાણીઆ કહે છે, અમારો વેપાર કેવી તરેહનો છે તે તો તું થોડા દિવસ પછી જાણીશ. રા' ખેંગારને મારીને તને અમે ઉપરકોટ પરથી ઉતારીશું.]

ઝાંપો ભાંગ્યો, ઝડ પડી, ભેળ્યો ગઢ ગિરનાર,
દૂદો હમીર બે મારિયા, સોરઠના શણગાર. ૧૩

[જુનાગઢનો દરવાજો ભાંગી ગયો એમાં ચીરાડ પડી ગઢ ગિરનાર ઉપર શત્રુ–સેના ફરી વળી. દૂદો અને હમીર નામના બન્ને દ્વારપાળો, કે જે સોરઠના શણગાર રૂપ યોદ્ધાઓ હતા, તેને મારી પાડ્યા.]

---

*આ દોહાની પ્રાચીનતા પુરવાર કરતો જૂની ગુજરાતી ભાષાનો દોહો 'મેરૂતુંગસૂરિના પ્રબંધ ચિન્તામણિ'માંથી જડે છે.

રાણા સવ્વે વાણિઆ, જેસલુ વડ્ડઉ સેઠિ,
કાહૂં વણિજડુ માંડીયઉં, અમ્મીણા ગઢ હેઠિ.

આ પ્રબંધ ચિન્તામણિ ગ્રંથ સં. ૧૩૬૧માં રચાએલો છે. [જૈન ગુર્જર કવિઓ : પાનું ૨૫૬] તેની અંદર દૃષ્ટાંત તરીકે ટાંકેલા આ દોહા એથી પણ જૂના તો હોવા જ જોઇએ. સં.

## ૫. રાણકનો વિલાપ અને સિદ્ધરાજ સાથે બળાત્કારે પ્રવાસ

રાણકદેવીની સમક્ષ ખેંગારનું શબ લાવવામાં આવે છે. તેને નિહાળીને રાણક આનંદ અને ગર્વથી ઉચ્ચારે છે:

વાયે ફરકે મૂછડી, રયણ ઝબૂકે દંત,
જુઓ [1]પટોળાં વાળિયું! [2]લોબડિયાળીનો કંથ. ૧૪

[મારા સ્વામીની મૂછોના વાળ વાયરાની લહરમાં ફરફરી રહેલ છે, અને એના દાંત રત્ન જેવા ચળકે છે. કેમ જાણે હજુ એ વીર જીવતો હોય! અરે ઓ સિધરાજ જયસંગના નગર પાટણની ઝીણાં પટોળાં પહેરનારી સ્ત્રીઓ! આ જાડી ઊનની કામળી ઓઢનાર સોરઠિયાણીના સ્વામીને જોઇ લ્યો! અને સરખાવો કે બેમાંથી કોના ધણી સાચા વીર હોય છે!

પતિના શબને સંબોધી રાણક ઉન્માદમાં આવી જઇ કહે છે: કેમ જાણે પોઢેલા પતિને યુદ્ધે મોકલવા જગાડતી હોય!

સ્વામી! ઉઠો સેન લૈ, ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઇયો, ગઢ જૂનો ગિરનાર. ૧૫

[હે સ્વામી! સૈન્ય લઇને ઉઠો હે ખેંગાર! તરવાર ધારણ કરો. આપણા ગઢ ગિરનાર પર ગુજરાતના છત્રપતિ જયસિંગે છાપો મારેલ છે.]

સિદ્ધરાજ રાણકને જોરાવરીથી જુનાગઢ છોડાવી ગુજરાત તરફ ઉપાડી જાય છે, ત્યારે પોતાની ભૂમિનાં પશુપક્ષી, ઝાડ પાન, પહાડ વગેરે પ્રિય સંગાથીઓને સંબોધી રાણક મેણાં મારે છે. ખેંગારના ઘોડાને ઠપકો આપે છે

---

૧ પટોળાંવાળી પાટણની સ્ત્રીઓ ('પટોળાં' નામની સુંદર ઝીણી સાડી પહેરનાર) ૨ લોબડિયાળી લોબડી (ઊનની કામળી) પહેરનાર સૌરાષ્ટ્રની. સૌરાષ્ટ્ર દેશમાં મોટે ભાગે માલધારીઓ જ રહેતા હોઇ, એની સ્ત્રીઓ, ઘેટાંની ઊનની કામળીઓ પહેરતી. 'લોબડી' શબ્દ અસલ સંસ્કૃત 'લોમપટ્ટી' પરથી આવ્યો જણાય છે.

તરવરિયા તોખાર! હૈયું ન ફાટ્યું [1]હંસલા,
મરતાં રા' ખેંગાર, ગામતરાં ગૂજરાતનાં. ૧૬

[ હે વેગીલા ઘોડા! તારો સ્વામી ખેંગાર મરતાં આજે મારે (અથવા તારે) ગુજરાતમાં જવું પડે છે એ જોઈને તારું હૃદય ફાટી કેમ નથી પડતું? ]

ઉપરકોટના ગોખ પર ચડીને ટૌકા કરતા મોરને કહે છે:

કાં ટૌકે ગરજ છ મોર! ગોખે [2]ગરવાને ચડી,
કાપી કાળજ–કોર, [3]પીંજર દાઝ્યો પાણીએ. ૧૭

[ હે મોર! ઉપરકોટના ગોખમાં ચડીને તું ટહુકાર કેમ ગજાવી રહ્યો છે? એ ટૌકા મીઠા છતાં આજે તો મારા કાળજાની કોર કાપી નાખે છે, જાણે કે પાણી થકી મારું દેહ–પીંજર દાઝી જાય છે ]

પાદરના વડલાને કહે છે:

વડ વાવડી તણા! (તું) નીધણીઆ, નીલો રિયો!
મરતે રા' ખેંગાર, સૂકી સાલ ન થયો! ૧૮

[ હે વાવ ઉપર ઝકુમેલા વડલા! તું ધણી વગરનો બની ગયો છતાં હજુ લીલો ને લીલો કેમ રહ્યો? ખેંગારના શોકમાં તું સૂકાઈને લાકડું કાં ન બની ગયો? ]

---

૧ હંસલો: ઘોડો

૨ 'ગરવો, મૂળ 'ગીરનાર'ને માટે વપરાય છે, પણ આંહી રાણકનો રાજમહેલ ઉપરકોટ સમજીએ

૩ 'દાઝ્યો પાણીએ' એ શબ્દો સ્વભાવ–પલટો બતાવીને વેદનાનો ખયાલ આપે છે: પાણીનો સ્વભાવ ઠારવાનો છે, દઝાડવાનો નહિ. મોરના ટૌકાનો સ્વભાવ સુખ કરવાનો છે, દિલને કાપવાનો નહિ: છતાં આજે રા' ખેંગાર જતાં પ્રકૃતિનું પરિવર્તન થયું. વળી 'દાઝ્યો પ્રાણીઓ' એવો પાઠ પણ લે છે.

વનરાઇમાં ઉભેલા સાબરને કહે છે :

રે સાબર ! શીંગાળ, (એક દિ') અમેય [1]શીંગાળા હતાં;
મરતે રા' ખેંગાર (આજ) ભવનાં [2]ભીલાં થઇ રિયાં. ૧૯

[ હે ઉંચા શીંગવાળા સાબર ! તારી માફક હું પણ એક દિવસ શીંગવાળી (ખેંગાર સરખા સ્વામીના પ્રતાપે અને રક્ષણે ગૌરવવન્તી) હતી. પણ આજે ખેંગાર મરતાં, મારાં ઉંચાં શીંગ—મારાં ગૌરવ નીચે ઢળી પડયાં છે. ]

ચંપાફુલના છોડને કહે છે :

ચંપા ! તું કાં મોરિયો ? થડ મેલું અંગાર;
(તારો) માણીતલ માર્યો ગિયો, ખાંતીલો ખેંગાર. ૨૦

[ હે ચંપાના છોડ ! તારાં ફુલોની સુવાસ માણનાર રસીલો ખેંગાર તો માર્યો ગયો, છતાં તું કેમ ફાલ્યો છે ? તારા થડમાં અગ્નિ મૂકીને હું તને ભસ્મ કરી નાખું, એવી દાઝ મારા દિલમાં થાય છે. ]

અંતે વિદાય થતી થતી ગિરનારને ઠપકો આપે છે :

ઉંચો ગઢ ગરનાર, વાદળસું વાતું કરે;
મરતાં રા' ખેંગાર, રંડાપો રાણકદેવીને. ૨૧

[ ગિરનાર પહાડ તો આકાશ સાથે વાતો કરતો હોય તેટલો ઉંચો ઉભો છે; અને શું ? રા' ખેંગાર મરતાં વૈધવ્ય તો રાણકને આવ્યું. ]

*ગોઝારા ગરનાર ! વળામણ વેરીને કિયો !
મરતાં રા' ખેંગાર ખરેડી ખાંગો નવ થિયો ! ૨૨

---

૧. શીંગાળા : ગૌરવવાળાં, શીંગડાંને ગૌરવનું ચિન્હ ગણેલ છે.
૨. ભીલાં : જે પ્રાણીનાં શીંગડાં નીચે વળેલાં હોય છે, તે 'ભીલાં' કહેવાય. જેમકે 'ભીલીઓ બળદ.'

* અસલ દોહો પ્રાચીન ભાષામાંથી આવો નીકળે છે.

તઇં ગડ્ડુઆ ગિરનાર ! કાહું મણિ મત્સરૂ ધરિઉ !
મારીતાં ખંગાર, એક્ક સિહરૂ ન ઢાલિઉં !

[ હે હત્યારા ગિરનાર ! આજે તું ઉંચી નજરે ઉભો હસે। રાજુ સિદ્ધરાજને વિદાય દઇ રહ્યો છે ! તારો સ્વામી ખેંગાર મરતાં શોક અને લજ્જાને ભારે તું હલબલી જઇને ખંડિત કાં નથી થઇ જતો ? ]

એ વખતે રાણકના મર્મપ્રહારોથી ગિરનારનાં શિખરો જાણે તૂટી પડતાં હોય અને રાણક એને મા-કાર કરતી હોય એમ કહે છેઃ

મ પડ મારા આધાર ! ચોસલ કોણ ચડાવશે ?
ગયા ચડાવણહાર; જીવતાં જાતર આવશે. ૨૩

[ હે મારા આધાર સ્વરૂપ ! તું ન પડ. તું પડીશ તો તારા પત્થરો કોણ ચડાવશે ? ચડાવનાર વીર ખેંગાર તો ગયો. હવે તો જીવતાં હશે તેજ તારી યાત્રાએ આવશે.]

ઉતર્યાં ગઢ ગિરનાર, તનડું આવ્યું તળેટીએ;
વળતાં બીજી વાર, દામોકુંડ નથી દેખવો. ૨૪

[ ગિરનારનો ગઢ ઉતરીને મારું શરીર તળેટીમાં આવી પહોંચ્યું. હવે બીજી વાર તો મારે આ સ્થળે વળવાનું કે દામોકુંડ જોવાનું નિર્માયું નથી. ]

સિદ્ધરાજ જ્યારે રાણકને પોતાના પાટનગર પાટણમાં લઇ જઇ પટરાણી કરવાની લાલચ આપે છે, ત્યારે રાણક પોતાના પ્રિય સોરઠ દેશ અને સૂકા પાટણ પ્રદેશ વચ્ચે સરખામણી કરે છે :

બાળું પાટણ દેશ, જીસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી. ૨૫

[જ્યાં પટોળાંના સાળુઓ બને છે તે તારા પાટણ શહેરને છો આગ લાગો ! સુંદર તો મારો સૌરાષ્ટ્ર દેશ છે, કે જ્યાં રૂપાળી ઉનની કામળીનું ઓઢણું વણાય છે.]

✓મારું પાટણ દેશ, (જ્યાં) પાણી વિણ પોરા મરે !
સરવો સોરઠ દેશ, (જ્યાં) સાવજડાં સેજળ પીવે. ૨૬

[નારા થતે એ પાટણ પ્રદેશનો, કે જ્યાં ઝીણા ગોરા જીવતા રહે એટલું ય પાણી નથી ટકતુ. એથી તો ભલો છે મારો સોરઠ દેશ, કે જ્યાંની અખંડ વહેતી નદીઓમાં સિંહ જેવાં જબરદસ્ત પશુઓ પણ ભરપૂર પાણીની અંદર ઉભાં રહી પી શકે છે.]

પોતાનું રાણીપદ લેવા કોઇ પણ રીતે કબૂલ ન થતી રાણક ઉપર જયસિંહ જુલમ આદરે છે એના બે નાના દીકરાઓને પાણી વિના ટળવળાવે છે · રાણક કલ્પાંત કરે છે :

(ભાઇ) ¹પહલી પાણી પાય, એને ઘડે ઘી ઘુંટાવીએ;
(મારા) કુંપળડાં કરમાય, રોપા રાણકદેવના. ૨૭

[મારા કુમળા રોપા જેવા બાળકો આજ પાણી વિના મરી રહ્યા છે. અત્યારે જો કોઇ એને એક ખોબો ભરીને પાણી પીવરાવે, તો તેને બદલે ભવિષ્યમાં હુ એ ખોબો પાણી દેનારને ઘડા ભરી ભરી ઘીના ઘુંટડા ભરાવીશ ]

એથી યે આગળ વધીને સિદ્ધરાજ જ્યારે બલાત્કારથી હા પડાવવા રાણકના દીકરાઓની હત્યા કરવાનું ઠરાવે છે, અને માણેરો નામે દીકરો મૃત્યુની પડીએ 'મા! મા!' પોકારી રડે છે, ત્યારે રાણક દીકરાને શીખામણ આપે છે

માણેરા, મ રોય! મ કર આંખ્યુ રાતીયુ!
લાગે કુળમા ખોય, મરતા મા ન સંભારીએ. ૨૮

[હે માણેરા! ન રોવાય આંખો રાતી પણ ન કરાય મરતી વેળા માને સભારીને કાયર બની રડીએ તો આપણા કુળને ખોટ (કલંક) લાગે]

---

¹ પહલી અસલ 'પોહ' પછી 'પહ' ને પછી રૂપાન્તર, 'પહલી'· જેમકે 'એ માણસ પોહ આસુડે રોયો' અર્થાત 'ખોબે આસુડે' · લગ્નમાં ખ્હ ભરાવવા'ની વિધિ થાય છે.

આવરદા આવી રહી, [1]જૂના સામું જોય!
માહેરા! મરવા તણી, ખેંગારના! [2]ખમત્યું નોય. ૨૯

[ હે માહેરા! આપણું આયુષ્ય ખૂટી ગયું સમજ, અને અત્યારે તો આપણા જૂનાગઢની લાજ આબરૂ સામે જોવું ઘટે. હે ખેંગારના બાળ! તારે તે વળી મરવામાં વિલંબ હોય કદિ!]

પાંપણુને પણુગે, ભણ્ય તો કુવા ભરાવીએ';
માહેરા મરતે, શરીરમાં સરણ્યું વહે. ૩૦

[ હે સિદ્ધરાજ! મારા માહેરાનું મોત થવાથી મારા શરીરમાં આંસુઓની એટલી તો મોટી સરણીઓ (નદીઓ) વહી રહી છે, કે તું કહેતો હોય તો હું મારી પાંપણોમાંથી આંસુડાં ટપકાવીને કુવાના કુવા ભરાવી દઉં.]

આટલાં વીતકો વીત્યા છતાંય હઠ ન છોડતી સતીને સિદ્ધરાજ રોષથી પાટું મારે છે. રાણક કહે છે:

પાટુ પડખા માંય, ખેંગારની ય ખાધલ નહિ;
મોજડિયુંના માર, સધરાને શોભે નહિ. ૩૧

[ હે સિદ્ધરાજ! મારા સ્વામી ખેંગારના પગની લાત, પણ મેં મારા શરીર પર નથી ખાધી. હું તો તારી પાટુ સાંખી લઉં છું, પણ સિદ્ધરાજ હઠીને એક પરવશ અબળાને જોડાના માર મારે, એ સિદ્ધરાજને શોભતું નથી.]

પશાવડી કરે પોકાર, ગરમાં ગળતી રાતની
સાવઝડે નૈ સાન, .... .... .... ૩૨

[ મોડી રાત્રિયે ગિરિઓનાં જંગલમાં હરણી પોકાર કરતી હોય, પણ એનો ભક્ષ કરનાર સિંહને પારકા દુઃખની સાન નથી હોતી, એવી હાલત રાણકની થઇ રહી છે.]

---

૧. 'સામું જોય': કોઇ પણ કૃત્ય કરતી વખતે પોતાની કુલ-પ્રતિષ્ઠા અથવા ખાનદાનીનું સ્મરણ રાખવું, એને બટ્ટો બેસે તેવું આચરણ ન કરવું, એ અર્થમાં વપરાય છે. જૂનો: જુનાગઢ
૨. ખમત્ય: ('ક્ષમતિ' પરથી) ખમાવું.

## ૬. રાણકનું સતી થવું

વઢવાણ શહેરની ભોગાવો નદીમાં રાણક સતી થઇ. એને પોતાની ચેહ સળગાવવાનો દેવતા દેવાની સિદ્ધરાજે લોકોને મનાઇ કરી હતી, અને કહેવાય છે કે રાણકના સતને પ્રતાપે આપોઆપ અગ્નિ પ્રગટેલો હતો.

વાયો વા સવા, વાયે વેળુ પરજળી,
ઉભો ત્યાં સધરા, સત જોવા સોરઠીઆણીનું. ૩૩

[સરખી દિશાનો વાયુ વાયો. વાયરા વડે નદીની રેતી સળગી ઉઠી. એ સમયે સિદ્ધરાજ એ સૌરાષ્ટ્રણનું સત જોવા ત્યા ઉભો હતો.]

બળતી દેવડી છેલ્લો શાપ આપે છે.

*વારૂ શે'ર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો ખેંગાર, (હવે) ભોગવ ભોગાવા–ધણી! ૩૪

[આ સુંદર શહેર વઢવાણ, કે જેની ભાગોળે ભોગાવો નદી વહે છે, (તેને પાદર હું સળગી મરૂં છું.) હે ભોગાવાના ધણી! મારૂં આ શરીર કે જેને ખેંગાર ભોગવતો હતો, તેને હવે તું ભોગવી લેજે, તારામાં સામર્થ્ય હોય તો! તારે તો ઘણી લાલસા હતી આ શરીરને ભોગવવાની. તેં એ શરીરને તારૂં કરવા છેવટ સુધી મથી જોયું. મને અગ્નિ પણ ન બળવા દીધો. હવે ભોગવી લેજે!]

---

* અસલ પ્રાચીન ગુજરાતી દોહો: ('જૈન ગુર્જર કવિઓ' પૃ. ૨૫૭)

વાદી તોં વઢવાણ! વીસારતાં ન વીસરઇ,
સોના સમા પરાણ, ભોગાવઇ પઇ ભોગવીઇ.

(હે વઢવાણ: તું શત્રુઓથી વઢાયું છે, તો પણ વિસારતાં તું વિસરતું નથી. હે ભોગાવાના પતિ સિદ્ધરાજ! હવે તું મારા આ સોના સમા પ્રાણ ભોગવી લેજે!)

'ભોગાવો': એ મૂળ 'ભોગાવતી' પરથી 'ભોગાવઇ' થયું; ને પછી 'ભોગાવો'.

# પીઠાત–વેજલ

કામળીઆ શાખના આહિરોનો જ્યાં વસવાટ છે, તે પ્રદેશને કામળીઆવાડ કહે છે. એ રસાળ કામળીઆવાડના હિજ્જા નામે ગામડામાં ભોજો નામે બહાદુર કામળીઓ આહિર રહે; અને જૂનાગઢ નજીકના સોરઠ પ્રદેશમાં માણીઆ (હાટીના) નામે ગામમાં પીઠાત નામનો એક હાટી કોમનો જોરાવર નર રહે. ભોજો અને પીઠાત બન્ને ગરાસદાર : નામાંકિત : જાતે જુદા છતાં વીરતાએ કરી એક બીજાના દિલોજાન ભાઈબંધો : દૂર રહેતા તેથી મળવાનો અવસર બહુ આવતો નહિ

એક દિવસ ભોજો ઘેરે નહિ. ને તેના ગામને પાદર થઈ પીઠાત હાટી મુસાફરીમાં નીકળ્યો છે. પીઠાતે ખબર પૂછાવ્યા, પણ ભાઈબંધ ઘેર ન હોવાથી રોકાયા વગર ચાલી નીકળ્યો. ભોજા કામળીઆની સ્ત્રી વેજીએ આ સમાચાર સાંભળતાં જ પીઠાત હાટીની પાછળ ઘોડાં દોડાવ્યાં, કહાવ્યું કે "મારો આહિર ઘેર નથી, પણ ઘરબારનો ભાઈબંધ રોટલા ખાધા વિના કેમ જઈ શકે ?" પાછો વાળીને પીઠાતને રાત રોકયો. મીઠી મહેમાની કરી. વળતે દિવસ પીઠાત વિદાય થયો.

ભોજો કામળીઓ મુસાફરીથી ઘેર આવ્યો ત્યારે વેજીએ

હું તો તને સામે પગલે મળવા આવ્યો છું. કાઢ તલવાર. પહેલો ઘા તારો." "ના ભોજાભાઇ, પહેલો અપરાધીનો ન હોય. માટે તમે તમારે ટુંકું કરો. પણ ભોજાભાઇ, એક માગણી કરૂં છુ. ઘેરે માના કારજનું વાળુ કર્યા વિના મહેમાનો મારી વાટ જોઇને ભુખ્યા બેઠા રહેશે, તમે જો રજા આપો, તો હું પાછો જઇ સૌને જમાડી, પોઢાડી, શાંતિથી પાછો આવું."

ભાણેજ અવિશ્વાસુ છે. ના પાડે છે. પણ ભોજો પીઠાતને ઓળખે છે. કાલ દઇને ગએલો પીઠાત, મોતથી ડરીને પડયો રહે નહિ. ભલે જઇ આવે નીકર મહેમાનોના વાળુ રઝળે, પીઠાતની માનું કારજ બગડે, જનેતાના જીવની અસદ્દગતિ થાય. ભલે પીઠાત જઇ આવ. અમે વાટ જોશું."

પીઠાત ઘેર ગયો. ધીરજથી, શુધતાનથી, જાણે કાંઇ જ બન્યું નથી તેવો તોર રાખી તમામ વાત પતાવી દીધી. ફક્ત વેજીએ જ પીઠાતના મુખમંડળ ઉપર આફતની વાદળી પારખી હતી સહુ ઝંપી ગયા પછી જ્યારે પીઠાત એકલો પાદર તરફ ચાલ્યો, ત્યારે પાછળ પાછળ વેજી પણ છેટી છેટી રહીને ચાલી નીકળી.

વાટ જોઇ બેઠેલા મામાભાણેજે પીઠાતને દીઠો. ભોજાનું દિલ ફુલાયુ: "જો ભાણેજ, મારો વિશ્વાસ સાચો પડયો. શુરવીર કોલ પ્રમાણે પાછો આવે છે. મરવા સારૂ"

ભાણેજ કહે "ભૂલો છો મામા, નિરખીને જુઓ. એક નહિ, બે જણા આવે છે. ભુજનો બળિયો હાટી એ બીજા જણની મદદથી આપણને જ રાત રાખશે. મામા! વિશ્વાસે વ્હાણુ બૂડ્યાં."

ત્યાં તો પીઠાત લગોલગ આવી ગયો. ભોજાએ મેલ્યું માથું. "પીઠાત, દગો કે? એકના બે બનીને આવ્યા કે?"

પીઠાતે પણ ચોકીને પછવાડે જોયુ. એણે અંધારામાં બીજો આદમી દીઠો. આદમી નજીક થાતા પરખાયો એ તો વેજી!

વેજી બોલી, "કામળીઆ! તમે આવ્યાની તો મને જાણ નહોતી, પણ પીઠાત ઉપર કાંઇક આફત જાણીને હું આવી છું.

હવે હું સમજી ગઇ છું. મને કાંઇ ઓરતો નથી. તમે ખુશીથી તમારી લેણદેણ ચુકાવો. પણ પીઠાત ! તને મારીને પછી આ બે જણા પાળા કેટલેક પહોંચી શકશે ? તું ખરો વીર હો, તો એને ભાગવા માટે બે ઘોડાં તો દેવાં જોઇએ ને !"

આ રીતે ભોજાની, પીઠાતની ને વેજીની ખાનદાની દીપી ઉઠી. ભોજાનો કાળ નીતરી ગયો. સહુનાં મન નિર્મળ થયાં. વેજી ને પીઠાત ભોજાને ગામમાં લઇ ગયા. મહેમાન કરી ઝાઝા દિવસ રોકયો ત્યારથી બેઉ જણા પાકા ભાઇબંધ થઇ પડયા. વેજી તો પીઠાતને જ રહી. ભોજાને અંતરે હવે એ વાતનું ઝેર છાંટો પણ નથી રહ્યું.

એક દિવસ પીઠો અને ભોજો પોતપોતાના કુટુંબોને લઇ એક સાથે દ્વારિકાની જાત્રાએ નીકળ્યાં છે. રસ્તામાં એક વાર પીઠાતની ઘોડી પરસેવે ભીંજાઇ ગઇ છે. પાસે ભોજો ઉભો છે. પીઠાત ઉપર ભોજાને એટલી બધી માયા ઉપજેલ છે, કે પોતે પોતાની ભેટ પર બાંધેલી પછેડીના છેડા વડે પીઠાતની ઘોડીનો પરસેવો લૂછવા લાગ્યો. વેલડીના પડદામાંથી જોઇ રહેલી વેજીએ આ દેખાવ દેખીને પોતાના વેરની પૂરી તૃપ્તિ અનુભવી. પીઠાતની વીરતાના તાપથી ભોજા જેવા ભડવીરો પણ કેવા રાંક બની ગયા છે ! એવું એને લાગ્યું. એનાથી ન રહેવાયું, એણે મેણું માર્યું કે

**'કરમ તાહરાં કોય, પીઠીઆ ! પાણ ફાટે'**

[ આ પીઠાત ! કેવાં મહાન પરાક્રમ છે તારાં, કે પત્થરો પણ ફાટી જાય છે. ]

ભોજાના દિલમાં આ વચનનું તીર ભોંકાઇ ગયું એણે પીઠાતને કહ્યું "પીઠાત, ભોજો પીઠાતની ઘોડીનો પરસેવો પોતાને લૂગડે લૂછે, એ પીઠાતના ડરથી ખરું ને ?" પીઠાત કહે 'ના ના, ભોજા ભાઇ, સ્રીના બોલ સામે જોશો મા. તમે મારી આંખ માથા ઉપર છો. વેજીની મતિ ઓછી, કે આવું બોલી."

"ના પીઠાત હવે તો નથી સહેવાતું. ઉઠ, હવે તો તલવાર લે."

બન્ને જણા વેદના ભરેને હૈયે ત્યાં દ્વંદ્વ યુદ્ધ લડીને માર્યા ગયા.

§

### જૂના પીઠાતનું સ્મરણ

ઓ પળ ફરી આવે નહિ, રૂડી [1]જલમરી રાત,
હવે પાડો, હાટીઓ ! પાછું નામ પીઠાત. ૧

[ હાટી કોમમાં કોઇ નવા અવતરેલા બાળકનું નામ 'પીઠાત' એવું પાડવામાં આવ્યું, ત્યારે ચારણ મર્મ કરીને કહે છે કે "ઓ હાટીઓ ! હવેને તમે તમારા બાળકોનું પીઠાત એવું નવેસર નામ પાડો, પણ એ પુરાતન શૂરવીર પીઠાત હાટીની પ્રતાપી જન્મ-રાત્રિ, અને એ પુરુષના જન્મની સુંદર પળ કંઇ હવે પાછી નથી આવવાની. નામ ફરીને પાડશો, પણ ગુણકર્મ ક્યાંથી લાવશો ? " ]

### પીઠાતને વેજીનું ટોંકણું

હાટી હાલ્યો જાય, પાદર અમારે પીઠીયો,
પીઠો અમણો પ્રાણ, સગો નાડનું [2]સાસની. ૨

[ વેજી પોતાનાં માણસોને કહે છે કે આજ મારા ગામના પાદર-માંથી પીઠાત હાટી જેવો મહેમાન મહેમાની વિના ચાલ્યો જાય છે. પીઠાત તો અમારા પ્રાણ તુલ્ય છે, અમારા શરીરની નાડી સમાન સબંધી છે. માટે એને રોકો ]

### હેલ્ય લઇને વેજીનું પીઠાત-ઘેર જવું

ઉજળમાંથી આવતી, વાટે ન કરી વેલ્ય,
હાટી ઉતાર હેલ્ય, (નીકર) પગથી નીસર પીઠીયા ! ૩

---

૧ જલમારી=જન્મની ૨ શ્વાસની

[ હે પીઠાત ! હું છેક ઉજળ ગામથી પગપાળી ચાલી આવું છું. મેં રસ્તામા કશું વાહન નહોતું રાખ્યું. આટલી વેદના વેઠીને આવું છું કેમકે મારે તારી સ્ત્રી બનવુ છે. માટે હે હાદી ! કાં તો મારું બેડું ઉતરાવીને મને સ્વીકારી લે, નહિ તો તું બીરુ, નામર્દ છે એવું કબુલ કરીને મારા પગ નીચેથી નીકળી જા ! ]

ગર બાધી ગોતી કરી, (મેં) સીંધી સીસોદરા !
તોંથી ત્રોવર ઓરા, પરા ન ભાળ્યા પીઠીયા ! ૪

[ હે સિસોદીઆ ક્ષત્રિય ! હું આખી ગીરમા શોધી વળી પણ તારાથી વધુ નજીક બીજું એક પણ તરૂવર-છાયાનુ સ્થાન-મેં દીઠુ નહિ ]

કામળીઆ હાટી કહાં, તવીએ બેને તઠા,
મસાણુથી મડાં, પાછાં નો જાય પીઠીઆ ! ૫

[ હે પીઠાત ! હું તો કામળીઆને અને હાટીને, બન્નેને સરખાં જ મર્દ ને ખાનદાન કુળ સમજું છુ. એટલે બોલની સ્ત્રી મટી તારી થવામા મને હીણપ નથી ને હવે શું હું તારી સમજાવી પાછી વળીશ ? ના ના, મસાણમાં આવેલા મુડદાં પાછાં ન જાય, તેમ તારો સંકલ્પ કરીને આવેલી વેજલ પણ તને તજીને પાછી નહિ જાય. ]

કાંકરીઆળા કોટ, [1]પીઠા ! તેં કૈંક પાલટયા,
[1]ગડગડીઆળા ગઢ, વસમા છે વેજી તણા. ૬

[ ને હે પીઠાત ! મને સંઘરવામા તારા ઉપર મહાન શત્રુ ઉલો થાય છે તે પણ સમજી લેજે તેં શૂરવીરે અત્યાર સુધી કેટલાએ શત્રુઓને ઉથલાવ્યા પણ તે બધા તો નાની કાંકરીઓના ચણેલા કોટ જેવા: જ્યારે આ બોલો કામળીઓ તો મોટા ગડગડીઆ પત્થરોના કિલ્લા જેવા ભયંકર છે ]

---

[1] ૧. 'ધાપરીઆળો પિર વસમો છે વેજી તણો' એવો જે પાઠ લેવાય છે, તે કદાચ કાળાન્તરે લોકકંઠમા હીનતા આવતાં ચાલતો થયો હોવાનો સંભવ છે. સં.

### શિવાલયમાં : શત્રુઓ ઘેરી વળે છે ત્યારે:

મરણ મેવાડા ! પીઠીઆ પાની પુંઠતું,
(એની) લાંપે લાખાણા ! મરવું મોરીસક-ધણી ! ૭

[ વેજલ કહે છે : હે પીઠાત : મૃત્યુ તો દરેક માનવીના પગલાં પાછળ ચાલ્યું જ આવે છે. એટલે હે મોરીસક ગામના ધણી ! એની છલંગે મરવું તો નિમાયું જ છે. ]

### દ્વારકાને રસ્તે વેજલનો મર્મ-પ્રહાર

વાઢે દળ વેરી તણા, જાતા ને વળતાં જોય,
ફરમ તાહળાં કોય, પાણા ફાટે પીઠીયા ! ૮

[ હે પીઠા ! તું તો વેરીઓનાં સૈન્યને વાઢનાર બહાદુર છે. તારા પરાક્રમ એવાં છે, કે એના તાપથી પત્થરો પણ ચીરાઇ જાય છે વ્યંગ્યાર્થ એ છે, કે ભોજ કામળીઆ સરીખો કાળમીંઢ નર પણ તારી ઘોડીનો પરસેવો લુછવા પોતાની પછેડી વાપરી રહ્યો છે ]

### અંતનું દ્વંદ્વયુદ્ધ

તેં અચબો ઉઠાડિયો, કામળીઆ ! કટકે,
ઘી નાખીયું ઘડે, ભડકા માઝું ભોજલા ! ૯

[ હે કામળીઆ ! તેં તો અજાયબી કરી. વેર રૂપી ભડકો વેજલે સળગાવ્યો હતો તેમાં તેં તારા શૌર્યનું ઘી ઘડા ભરીભરીને ઠલવી દીધું ]

# સૂરનો હેમીઓ

સાચી વાર્તા લોક-સ્મૃતિની અંદરથી લુપ્ત થઇ જણાય છે દોહાઓ હજુ જીવતા છે, લોકો લાડથી ગાય છે, પણ ઘટનાના અંકોડા મળતા નથી. કોઇ ગાનારાઓ કહે છે કે હેમીઓ નામનો આહિર કુળનો જુવાન પોતાની સાચી પ્રિયતમાને ત્યજી એના માબાપની આજ્ઞા મુજબ બીજે પરણી ગયો તેથી ઉપજેલું આ પ્રિયતમાનું આક્રંદ છે કોઇ કહે છે કે હેમીઓ સાતગાલોળ નામે ગામના આહિર સર ભેડાનો દીકરો હતો. એનું સગપણ પોતાની સુમદે નામની ફુઇની દીકરી કલાની વેરે થએલું, પણ એનો પ્રેમ તડભીંગરોડ નામે ગામના આહિર દેવાત પોપટની પુત્રી સોમલ ઉપર ઢળેલો હતો હેમીઓ ફુઇની દીકરી સાથે પરણવાની ના પાડી બેઠો હતો. તેથી છેવટે ફુઇએ ઇર્ષ્યાને વશ બની ભત્રીજાને જમવા બોલાવી ઝેર દીધું હતું. અને મરતાં મરતાં હેમીઆએ પોતાની પ્રિયતમા સોમલને જોવાની ઝંખના કરી તેથી સોમલને તેડવા માટે દૂત ગયો હતો, પણ સોમલ પહોંચે તે પહેલાં હેમીઓ મરણ પામ્યો હતો : એવી વાતને આધાર આપતા બે ત્રણ દોહા આમ બોલાય છે : દૂત જઇને દરવાનને કહે છે :

દરવાણી દર ખોલ ! દરવાજા કાં દઇ વાળ્યો
સૂતી સોમલને જગાડ ! હાલકલોળે હેમીઓ.

સાત ગાલોળેથી સાબદો, પંડ્યો આવ્યો પરદેશ,
સામો મળ્યો સવારમાં, વીરા વધામણી દેશ.

અબૂધ ને અજાણ, પાડોશીને પૂછ્યું નહિ
કુઇએ દીધું ફરાળ, હાલકલોળે હેમીઓ,

સોમલ કે' સંસારમાં, ફેરા નવ ફરી
કલેજે ઘા કરી, હાથુ થી ગ્યો હેમીઓ.

આના ત્રણ ચાર દોહાઓ મળે છે. પણ તે કથાની કે કવિતાની દૃષ્ટિએ નિરર્થક છે

કોઇ કહે છે કે પ્રેમિકા જાતની કણુબણુ હતી માટે સંબધ તૂટ્યો, કોઇ કહે છે કે એ જાતે બ્રાહ્મણી હતી ને નામ લખમાદે હતું.

આહી સંગ્રહેલા દોહાઓ ફક્ત આટલું જ સૂચવે છે : કોઇ પણ કારણે ત્યાગ કરી જતા પિયુને પ્રેમિકા લગ્ન માટે વિનવે છે પોતે ઝખી ઝંખાને બિમાર પડે છે છતા લોક લાજનો માર્યો પ્રેમી પાસે આવતો નથી. છેવટે પ્રેમી ચાહે લોકાપવાદના કે ચાહે પિતા માતાના દબાણને વશ બની બીજે લગ્ન કરી બેસે છે રઝળી પડેલી પ્રેમિકા એકલ જીવન સ્વીકારી લઇ હૃયામા તો હેમીઆને જ પધરાવે છે. દુહાઓ તો બન્ને વચ્ચે વિયોગ પડયા પછીનો જ પ્રસગ ગાવાનું સરું કરે છે.

§

## ૧ : વિરહ અને ચિંતા થકી પ્રેમિકાની બિમારી

ઘર પાછળ ધમકાર, પગ વાગે પ્રીતાળનો,
ઉફડકીને ઉભી થાય, હૈયે વાગ્યો હેમીઓ. ૧

[ બિમાર પ્રેયસીને પલે પલે શંકા પડે છે કે આ ઘરની પછવાડે રસ્તા પર જાણે પિયુના પગલાં સંભળાય છે. પથારીમાંથી વારે વારે

ફાળ ખાઇને હસી શાય છે કેમકે હૈયામાં હેમીઆની ઝંખના વેદના કરી રહી છે, ]

આવ્યો હશે. પણ પાદરથી જ ખબર પુછાવીને પાછો વળી ગયો હશે

ઉંબર લગ આવે, દઃખનો પૂછેલ દેઇનાં,
કાંઉ નગણુ સગે, હેતમઠાં જ્યાં હેમીઆ ! ૨

[ હે હેમીઆ ! તું મારા ઘરના ઉંબર સુધી આવી ગયો, છતાં મારા દેહનાં દુઃખની ખબર પૂછવા પણ તું ન આવ્યો ? આવા નગુણા સ્વજન પર હું શા માટે પ્રીતિ ધરાવી રહી છું ?]

લોકુંની લાજે, આંયાં લગ આવેલ નૈ;
પરશું પૂછાવેલ દુઃખ અમારી દેઇનાં ૩

[ હે હેમીઆ ! તું આ ગામમાં આવ્યો, છતા કેવળ લોકોની લજ્જાથી ડરીને મારી સન્મુખ ન આવ્યો, ને પરાયાં લોકોની મારફત જ મારા શરીરના સમાચાર પુછાવી ચાલ્યો ગયો ! ]

૨ : પ્રેમીજન આવતો અટકયો તે કદાચ બીજાના દબાણથી, શીખવણીથી, પ્રેમિકાની પરજ્ઞાતિને કારણે, અથવા કોઈએ એને વિષે ઉભા કરેલ કશા વ્હેમને લીધે હશે. આમ માનીને સંદેશા કહાવે છે : પ્રેમનું તત્વ ચર્ચે છે.

ભારે ઝીલે ભાર, હળવાં વાયેથી હલે,
દોખી બોલે દાવ, સાંભળીએં નૈ સૂરના! ૪

[ હે સૂર બેડા આહિરના દીકરા ! જે ઝાડ (આંબા જેવાં) પોતે જ ભારવાળાંને તોલદાર હોય છે, તે જ બીજાનો બોજો સહન કરી શકે છે, ને જે ઝાડ પોતે જ હલકાં હોય છે તે તો થોડા પવનના ઝપાટાથી પણ હલી જાય છે, એટલે કે ગભીર અને સમર્થ મનુષ્યો જ નિન્દા તિરસ્કારના બોલ ઉઠાવી શકે છે. માટે હે સમર્થ પુરુષ ! આપણા દુશ્મનો આપણી બદનામી કરે છે તેને તું કાન દેતો નહિ. ]

ઘેરા મળે ઘણા, રામડા ! રોઝાંના;
(પણ) મરગાંસુ મેળા, સરજ્યા લાધે, સૂરના ! ૫

[ હે સૂરના પુત્ર ! ક્રમઅક્કલ રોઝડા પશુઓનાં તો ટોળેટોળાં જંગલમાં મળે છે, પણ સાચાં મૃગલાંનો મેળાપ તો ભાગ્યમાં સર્જાયો હોય તો જ થઇ શકે છે. તારા સરીખા ગુણીયલ માનવીની પ્રાપ્તિ પણ એવી વિરલ છે. ]

કેડય લગ પેરી કાછ, મેરામણ જોયો મથી,
લાધે સંખલા લાખ, છીપે રિયો તું સૂરના ! ૬

[ હે સુરના પુત્ર ! કેડય સુધીનો કછોટો વાળીને હું સંસાર રૂપી સમુદ્રની અંદર શોધી વળી, મારા હાથમાં લાખો માનવ-શંખલા આવ્યા, પણ તુજ સમ સાચું માનવ મોતી તો છીપમાં સંતાઇ રહ્યું. એ છીપ મારા હાથમાં આવી નહિ ]

ખાડે ને ખાબોચીએ, પોકાર્યો પીવે નૈ,
ઘેયને લઇ ધૂને, સેંજળ પીવે, સૂરના ! ૭

[ હે સૂરના ! તારો જાતવંત આતમ-ઘોડલો, તું એને ચાહે તેટલો પોકારીશ, 'બાપો ! બાપો ! કરીશ, તો પણ એ ખાડા ખાબોચીઆંના છીછરાં નીર નહિ પીવે એને તો ઉંડા પાણીના ધૂનામાં લઇ જઇને ઉભો રાખીશ તો જ એ છલોછલ પીશે, તૃપ્તિ પામશે ભાવ એ છે કે ખાડા ખાબોચીઆ સમાં છીછરા ને મલિન પ્રેમપાત્રોમાં નહિ, પણ ધૂના જેવાં ઉંડા ગંભીર માનવીની પ્રીતિમા જ આત્માની તરસ છીપી શકે. ]

[2]ભીંસાંનાં [3]ભાગેલ, [4]ખાખળ જળ ભાવે નહિ
ઘેર્યને લઇ ધૂને, સેંજળ પીયે, સૂરના ! ૮

[ હે સૂરના ! ભેંસોએ અંદર પડીને ડોળી નાખેલું અને પોતાનાં મળમૂત્રથી ફિક્કુ કરી નાખેલું પાણી મારા પ્રેમ-ઘોડલાને ભાવતું

૧ ઘોડાને પાણી પાવા જળાશય પર લઇ જવો તે ક્રિયાને "ઘોડા ઘેરવો" કહે છે ૨ ભીંસા=ભેંસો ૩ ડોળી નાખેલ ૪ ખારાશવાળું

નથી. માટે હું જે ઠંડા પાણીના જળાશયમાં પીવડાવ, તો સંતોષથી છલોછલ પી શકાય. ભાવ એ છે કે કોઈ હલકા પુરુષનો સ્નેહ મારે નથી જોઈતો. ]

કાંઉ કુઘર કરાં, કુઘરે મન ઠોળે નહિ;
એથી તો ઉઘરાં, (અમે)સોના સરખાં, સૂરનાં ! ૯

[ શા માટે હું કુડા માણસની સાથે ઘર કરૂં ? સંસાર જોડું ! શા માટે પરણવાને ખાતર જ ગમે ત્યાં પરણી લઉં ? મારૂં દિલ મારા ખરા જોડીદાર વિના ખીલતું નથી એ કરતા તો ઘરસંસાર વિનાનું જીવન જ મારે મન સોના સરખું છે. ]

ઉંચું આભ ચડી, કરલાય મન કુંજાં જેમ,
ભોં મંડળ ભમી, હંસ ન ભાળું હેમીઓ ! ૧૦

મારૂં મન કુંજ પક્ષીની માફક આકાશે ચડીને આક્રંદ કરે છે. આખા ભુમિ-મંડળ પર મારી આંખ ભમી વળી. પણ મારો હેમીઆ રૂપી હંસ નથી દેખાતો. ]

૩ : વિવાહ સંદાને માટે ગુટવાની જાણ
થયા પછીની હતાશા

કેસરીઆ કરેલ, વાઘા વેત્રાવેલ રિયા,
પીઠીઆળે પંડયે, હાલ્યુંથી ગીયો હેમીઓ ૧૧

[ હમને માટે સીવડાવેલા કેસરી રંગમાં રંગાવેલા પોશાક પણ પડ્યા રહ્યા. કેમકે એ પહેરીને પરણવાનો હતો તે હેમીઓ તો પીળા પીઠી-લેપ વડે મહેંકતે શરીરે જ છટકી ગયો, એટલે કે બાગાબર વિવાહની ઘડીએ જ ચાલ્યો ગયો. ]

ગર પાકી ગુંદીએ, [1]વનફળ વેડયાં ને,
આટકતે આંબે, સાખ્યાણું રિયાં, સૂરના ! ૧૨

---

[1] પાઠાન્તર : 'ચીજ ન ચખાણી.'

[ગીર-જંગલની વનરાઇ લાલ લાલ ગુંદા વડે લુંબઝુંબી રહી, પણ એ પાકલ ફળ ઉતારીને ઉપયોગ ન કરી શકાયો. પકી કેરીઓથી આંબા લચી રહ્યા હતા, પણ હે સૂરના ! હું તો લાલચમાં ને લાલચમાં ટાંપી રહી ફળો ખવાયાં નહિ. આંહી પોતાના અણમાણ્યા યૌવનનો ભાવ છે ]

તોંસુ આધી ખાંડ, હેમીયા હૈયામાં રહી,
કેં'દિ વછૂટશે વાણ, ખારે દડ ખોડાણુમલ ! ૧૩

[ હે હેમીઆ ! તારી સાથેના વિવાહ નિમિત્તેની જે માંગલિક ખાંડ મેં ખાધી, તે તો છાતીમાં જ ચોંટી રહી. પૂરી પેટમાં ન ઉતરી. કેમકે તે સંબંધ તોડી નાખ્યો. હવે આ ખારા સમુદ્રમાં ખુતી ગએલ મારૂં જીવન-નાવ કયે દિવસ છૂટું થશે ! ]

હીરાગળ ફાટ્યું હોય, (એને) તાણો લઇને તૂંણીએ,
(પણ) કાળજ ફાટ્યું કોય, (એનો) સાંધો ન મળે સૂરના ! ૧૪

[ હીરાગળ નામનું કપડું ફાટી ગયું હોય, તો તો એને દોરા વતી તૂંનીને (સીવીને) એનું છિદ્ર પૂરી દઇ શકાય, પણ કલેજામાં પડેલી ચીરાડને તો સાંધી શકાતી જ નથી, હે સૂરના પુત્ર ! ]

ભાણું ભાંગ્યું હોય, (એને) રેણ દઇને રાખીએં,
(પણ) [1]કરમ ફુટ્યું કોય, એનો સાધો ન મળે સૂરના ! ૧૫

[ એજ રીતે ધાતુનું વાસણ ભાગી જાય તો રેવણ કરીને એને સમારી શકાય છે પણ કિસ્મત ફુટે તો તેને માટે કોઇ રેવણ કામનો ઇલાજ નથી હે સૂરના પુત્ર ! ]

લાગી હુત જો લા, (તો) આડા ફરી ઓલવત,
(પણ) દલડે લાગેલ દા, ડુંગર હુડેડ્યો હેમીઆ ! ૧૬

[ હે હેમીઆ ! જો બહારના જગતમાં આગ લાગી હોત તો આડા પડીને બુઝાવી શકાત પરંતુ આ તો અંતઃકરણની અંદરનો ડુંગર સળગી ઉઠ્યો છે. ]

---

૧. કાચ લપટ્યો હોય.

રાતુંને રૂંગે, ભમતી હું કુવા ભરૂં,
નેણાંને નીરે, સાયર છલિયા સૂરના ! ૧૭

[ હે સૂરના પુત્ર ! રાત્રિયે રડી રડીને હું આંસુના કુવા ભરી રહી છું. મારાં નયનોનાં નીર થકી હવે તો સાગર છલમલ છે. અતિશય રૂદનનો ભાવ વ્યક્ત થયો છે. ]

૪ : આત્મ-સમર્પણ

ભગવા પે'રને ભેખ, દુનિયાને કાંઉ દેખાડીયેં,
આતમ અમણુ એક, સંન્યાસી થ્યું સૂરના ! ૧૮

[ હવે ભગવાં કપડાં પહેરીને હું દુનિયાને શું દેખાડું ! અંદરનો મારો આત્મા પોતે જ સંન્યાસી થઇ ચૂકયો છે મેં તારી આશા ત્યજી છે ]

રૂપાની રેણુ, માદળડી મઢાવીએં;
સોના સાંકળીએ, [1]હાથે બાંધું હેમીઓ ! ૧૯

[ હવે હેમીઓ સદેહે તો મને મળવો દુર્લભ છે એટલે હું રૂપાની એક માદળી (તાવીજ) કરાવી તેની અંદર મારા હેમીઆની કલ્પના-મૂર્તિને પધરાવી, તે અંદરથી નીકળવા ન પામે માટે ઉપર રેણુ કામ કરાવી, એક સોનાની સાંકળીમાં પરોવી મારા હાથ સાથે બાંધી રાખીશ. એ રીતે હેમીઓ મારો સદાનો કેદી બની રહેશે ]

ના, ના, એ રીતે તો કદાચ મારો હેમીઓ ફરીને પાછો ખોવાઇ જાય માદળડી ક્યાંય પડી જાય માટે,

ગર બાંધી ગોતે કરે, ઓળાવણુ ઓીયાં,
(એની) ત્રોફાવું ત્રાજવડાં, (મારા) હૈયા વચાળે હેમીઓ. ૨૦

[ આપણો સંયોગ તો હવે આ રીતે દુર્લભ છે, હું વને સદેહે તો નહિ પ્રાપ્ત કરી શકું, છતાં હું ગીરના જંગલમાં શોધ કરીને ત્રાજવાં (છુંદણાં) પડાવવાના રંગ માટેનું ઝાડ શોધીશ, એને પલાળીને લીરા

૧. બીજો પાઠ 'કાળજનો રેણુકું કરૂં !'

રંગ તૈયાર કરીશ, અને બરાબર મારી છાતીના મધ્ય ભાગ ઉપર દેમીઆની આકૃતિ ચિતરીને એનું છુંદણું પડાવીશ. પછી એ મારા પ્રિયતમના ચિત્રને કોઇ ભુંસી નહિ શકે. એ પ્રતિમા તો મારા શરીર ઉપર ચામડી હશે ત્યાં સુધી છપાએલી જ રહેશે.* ]

---

* ત્રાજવાં ત્રોફાવવાં=છુંદણાં પડાવવાં : Tatooing : લોકહૃદય-માં આ છુંદણાં છપાવવાની પ્રથા માટે અતિ પ્રબલ ભાવ ભર્યો હતો. કેવળ શરીર શણગારવાને માટે ફુલ, પાંદડીઓ, કે પક્ષી—આકારો, છુંદાવવા પૂરતો જ એ શોખ નહોતો; પણ ઇશ્વર અથવા ઇષ્ટદેવ-દેવીનાં નામો તેમજ આકૃતિઓ (જેવાં કે રાધાકૃષ્ણના મ્હોરાં) છુંદાવવા સુધીનો ધર્મભાવ પણ સેવાતો હતો. આંહી આ ત્યજાએલી પ્રિયતમા પોતાને ત્યજી જનાર પ્રિયજનનું ચિત્ર-છુંદણું, શરીરના અન્ય કોઇ અવયવ પર નહિ પણ 'હૈયા વચાળે' છુંદાવવા માગે છે. પ્રિય આકૃતિનું કાયમીપણું તેમ જ વધુમાં વધુ સામીપ્ય, એ બે ભાવોનો મેળ આ ઉદ્‌ગારમાં સમાયો છે.

# લોડણ–ખીમરો

જામનગર રાજને તાબે રાવલ નામનું એક ગામ છે. રાવલ ગામથી થોડે છેટે સાની નામે નદી છે, અને એની નજીકમાં 'લોડી તળાવ' નામે તળાવડી છે. ત્યાં બે ખાંભીઓ (પાવળિયા) ઉભેલ છે. રાવલ ગામના આહિરો એ બન્ને ખાંભાઓને જાત્રા જવારે છે અને સીંદુર ચડાવે છે. એ બે ખાંભીઓ ખીમરા અને લોડણની ખાંભીઓ તરીકે ઓળખાય છે

જૂના કાળમા—કેટલા જૂના તે ચોકસ નથી—આ રાવલ ગામે રાવલીઆ આહિરોનું જૂથ રહેતું ને તેમના મુખીને ઘેર ખીમરો નામે જુવાન દીકરો હતો દ્વારકાની યાત્રાએ જતાં તીર્થયાત્રીઓનો માર્ગ બરાબર આ રાવલ ગામને પાદર થઇને નીકળતો. યાત્રાળુઓ એ ગામને મોટું જોઇ રાત પણ રોકાતાં. ઘણા ઘણા સંઘો ત્યાં થઇને આવતા જતા

એક દિવસ ઠેઠ ખંભાતથી ઉતરેલો એક સંઘ દ્વારિકા જતાં રાવલને પાદર રોકાયો છે, સાની નદીને સામે કાંઠે સંઘના ડેરા તંબુ ખેચાયા છે. કોઇ કહે છે કે એ સંઘ વાણીઆઓનો હતો, બીજા બોલે છે કે આહિરોનો. રાવલ ગામના ગામેતી આહિરોએ એ આબરૂદાર અને આઘે આઘેથી આવેલા સંઘની સરભરા કરી.

ગામની આહિરાણીઓએ સાંભળ્યું કે આ સંઘની સાથે સંઘપતિની એક લોડણ અથવા લોડી નામે પુત્રી છે કન્યા જુવાન અવસ્થાની છતાં ભક્તિ અને વૈરાગ્યમાં તલ્લીન છે, ભારી રૂપવતી છતાં પુરુષજાત પ્રતિ અણગમો ધરાવે છે, અને જીવનભર ન પરણવાનાં એણે વ્રત લીધાં છે. ભલભલા પુરુષો પણ એનું અંતઃકરણ પીગળાવી શકયા નથી.

ભરપૂર જોબનમાં વૈરાગ્યે ગળી પડેલી આ ખંભાતણ કેવી હશે! આહિર ગામેતીની વહુવારૂઓને સંઘના પડાવમાં જઇ જોવાનું કૌતુક થયું. એવું જ મન થયું એ ભાભીઓના નાના દિયરને. દિયર ભોજાઇઓનો લાડકવાયો હતો. હઠીલો હતો. કહે કે સાથે આવું ને આવું! પણ લોડી ખંભાતણ તો પુરુષને મળતી નથી. શી રીતે લઇ જવો? દિયર હજુ ૧૮–૨૦ વર્ષની ઉમરનો છે: કિશોરી મુખમુદ્રા છે: મૂછોનો દોરો હજુ ફૂટયો નથી. ટીખળી ભાભીઓ કહે કે "અમારા પોશાક પહેરીને, નણંદ બનીને આવવું છે?" ભોળા નિર્દોષ દિયરે હા કહી. ઓના વેશ સજ્યા. બહુ રૂડી રીતે એને ઓવેશ શોભી ઉઠયા. કોઇ કળી ન શકે. ઘેરો વળીને આહિરણો યાત્રાળુઓ પાસે ચાલી.

નદીને સામે કાંઠે કન્યા લોડણ પોતાના અલાયદા તંબુમાં બેઠી બેઠી આ મળવા આવનારી આહિરણોના જૂથને નદીપટ ઉતરતું જોઇ રહી છે. જોતાં જોતાં એને કૌતુક થાય છે, કે બીજી બધી સ્ત્રીઓ તો લુગડાં ઉંચે લઇને પાણી વચ્ચે ધીરા પગ દેતી ચાલે છે, ત્યારે એ બધામાંથી એક તરણી પાણીમાં પગ પલાળવાને બદલે છલંગો મારી મારીને આખો પાણી–પટ કાં કુદી રહી છે? છલંગ પણ કેવી મર્દાઇભરી! જોતાની વારે જ લોડણનું વૈરાગ્યમય શરીર, પગથી છાતી સુધી, કોઇ નવીન ઉર્મિનો ચડકાર પામી રહે છે!

આહિરણો તંબુમાં આવી. જૂના સોરઠી રીવાજ મુજબ મહેમાન કન્યા સર્વે બહેનોની સાથે 'સાંઇ માઇ' કરીને, એટલે કે બાથ ભરી ભરીને મળી. સહુને ભેટીને છેવટે નણંદવેશધારી

દિયર ખીમરાની સાથે બથોબથ લીધી. પણ એ છેલ્લી ભેટા-ભેટનો સુખાનુભવ કંઈક જુદોજ થયો. વૈરાગ્યને સ્થાને શરીરના રોમેરોમમાં વિકલતા જન્મી. પ્રીતિની લહર વાઈ રહી. અગાઉ કદિ નહિ એવા થનગનાટ એના અંગેઅંગમાં ઉપડવા લાગ્યા. આહિરાણીઓ બેઠી ત્યાં લગી આખો ય વખત લોડણ તો એ નાનકડી નણંદ ઉપર જ હેતના ઓઘ ઢોળતી રહી.

આહિરાણીઓનું જૂથ પાછું ગામ ભણી વળ્યું. નદીનો પટ ઉતરવા લાગ્યું. લોડણ એના ડેરામાંથી મીટ માંડીને જોઈ રહી છે. પણ આ વખતે તો પેલી ભોજાઈઓની નણંદ ફાળ ભરીને નદી કાં ટપતી નથી? એનાં તોફાન ક્યાં ગળી ગયાં? સહુના ભેગી એ પણ પાણીમાં પગ બોળીને જ ચાલી જાય છે. અરે એટલું જ નહિ, એના તો પગ પણ પૂરા ઠરતા નથી. શેવાળવાળી શિલા ઉપર એ બે પગ લથડિયાં લઈ રહેલ છે. લોડણે ભેદ પારખ્યોઃ એ સ્ત્રી નહિઃ નક્કી કોઈ પુરુષ : એણે મારાં વ્રત ખોટાં પાડયાં. મારૂં હૈયું એ પી ગયો.

ભોજાઈઓએ ઝીણી નજરે જોયું કે આ તો હસવામાંથી ખસવું થઈ પડયું. દિયરની દશા તો અવળી થઈ. આજ લગી એને સંસારનો વા વાયો નહોતો, પણ હવે તો એને હૈયે કળજુગ પેસી ગયો. ખીમરો ઝૂરવા લાગ્યો. એનો જીવ સાની નદીની સામી ભેખડ ઉપર ભમવા મંડયો. એને, પહાડોના અને સિંહ–દિપડાના એ સહવાસી આહિર જુવાનને આજ પહેલી જ વાર ખબર પડી કે શરીરની એકેએક કણી ઓગળીને ઢળવાઈ જવા ઝંખે એવું બીજું એક માનવી જગત પર જીવે છે, ને જડયું છે.

રાત પડી. સંસારી લાજમરજાદ ઉપર અંધાર–પડદા ઉતર્યા. ખીમરાથી ન રહેવાયું. સામે કાંઠે ચડયો. આખો પડાવ પોઢી ગયો છે. એક જ ડેરામાં ઉતરેલ માનવી–લોડણ જાગે છે. કાળી રાતે બે ધોળાં, નિષ્પાપ ફુલો પાંખડીએ પાંખડી ભીડીને મળે છે. ન્યાતભેદના, જાહેરખાનગીના, જુદેરી જાતિના, તમામ ભેદો એકજ અભેદમાં ઓસરી જાય છે.

વળતી રાતે તો સધે પડાવ ઉપાડયો. સહુ જ્યારે પોતપોતાની તૈયારીમા પડયાં છે ત્યારે નદીની આઘી ભેખડની ઓથે રકાઝક થઇ રહી છે. ખીમરાને ખબર નહોતી કે પ્રીતિના અમૃતમાં વિયોગનું વિષ પણ પડેલું છે. એ ભાનભૂલેલો જુવાન "તું જા મા: તું જા મા!" કહી ચોધાર રડે છે લોડણ એને મનાવે છે કે "હું ઝટ પાછી આવીશ, આઠ જ દિવસે વળી આવીશ. મને જવા દે આ મ મનઃ ઉચાળા ઉપડયા કોઈ જાણશે તો આપણો નાશ થશે"

વેદના તો બેઉને સરખી હશે, પણ સ્ત્રીજાતમાં ધીરજનું અંગ અદકેરું મનાતી ફોસલાવીને ખ માતણ દ્વારકાને તીર્થે જવા ચાલી નીકળી. "ખીમરા! તારા માટ્ય હુ ગોમતીજીમાથી બે કૂંપા તીર્થજળ લેતી આવીશ! એમ કહી ખીમરાની પાસેથી બે ખાલી સીસા લીધા. પણ આહિર જુવાન તો દૂધનુ ઝાડવું: પ્રીતિનો પ્રથમ ઉગમ: સ સારની વાટ કદિ સમજેલ નહિ: વેદના કોઇને વંચાવી શકે તેવું નથી: વિદેશણ વદાડ પાળશે કે નહિ પાળે એની શી ખાત્રી? ખીમરો ઝૂરી ઝૂરીને ગળવા લાગ્યો. આઠ દિવસમા તો એની આવરદા ખલ્લાસ થઇ.

વદાડ પ્રમાણે દોટમદોટ લોડણ પાછી આવી. ગામની નજીક આવતાં જ મમાણને કાંઠે નવો પાવળિયો દીઠો. કોણ મુવું? આહિરનો જુવાન બેટો ખીમરો: શાથી? કોણ જાણે, કોઇક ડાકણના વળગાડથી.

એ ખાલી ઉપર ખંભાતણ લોડણે ગોમતી-જળના સીસા ઢાલવ્યા, ને પછી પોતાના લોહીના સીંદર ચડાવ્યા.

ધ્રુ

આવી ઉભે દેશ, ગાંજુ કોઇ ગમિયો નહિ;
(પણ) રૂડો રાવલ દેશ, ખૂત્યો ઘટમાં ખીમરો! ૧

[ હું આખો સૌરાષ્ટ્ર દેશ જોતી ચાલી આવું છુ : બીજો ક્યાંયે મને કોઇ પુરુષ પસંદ પડયો નહિ પણ આ રાવલ ગામના પ્રદેશમાં ખીમરો મારા દિલની અંદર ખૂંચી ગયો ]

રી રીતે એ અંત:કરણમાં પેસી ગયો?

[1]આવતડો આહિર, સોજાયું સેળો મળી;
વરત અમારાં વીર! ખોટા કરાવ્યા ખીમરા! ૨

[ આહિર જુવાન એની ભાભીઓની સંગાથે સ્ત્રીવેશે ભળી જઈને આવતો હતો પુરુષજાતને ન મળવાનું, એકલ જીવન ગાળવાનું મારું વ્રત, ઓ ખીમરા! તેં જ તોડું પાડ્યું ]

*આરો ઉતરતે, પગ પરખાણો પુરુષનો,
થડકયો થાનોલે, ખંભા સુધી ખીમરો. ૩

[ લોડણને તો, એ આહિરાણીઓ નદીનો આરો ઉતરતી હતી ત્યારે જ તેમાં એક પુરુષનો પગ ઓળખાઇ ગયો હતો સ્ત્રીવેશધારી ખીમરાની છલંગ અછતી નહોતી રહી બીજી બધી સ્ત્રીઓ પાણીમાં ચાલીને આરો ઉતરતી હતી ત્યારે ખીમરો જ નદીના પ્રવાહની ઉપર થઇને ટપતો હતો નદી-પટ પરની એની ફાળ જોતા જ જાણે કે મારા સ્તન ભાગમાં-છાતીમાં-છેક ખભા સુધી એ ખીમરાનું સ્વરૂપ થડકી રહ્યું હતું (અથવા-એ છલંગ મારતી વેળા ખીમરાનું ભરપુર શરીર છેક ખભાં અને છાતી પર્યંત થડકાર અનુભવી રહ્યું હતું એવું માંસલ, લોહી છલકતું, સુડોલ શરીર એ છલંગોની મસ્તીથી એટલું દીપી ઉઠયું કે લોડણને મોહ પ્રગટ થયો ]

---

૧ 'આવતડે' એ 'આવતો'નું લાડકવાયું રૂપ છે

*આડી જેમ સ્ત્રીવેશમાંથી પુરુષ પારખવાનું તત્ત્વ છે તેમ પુરુષવેશમાંથી સ્ત્રીને પિછાનવાની એંધાણીઓ પણ લોક-સાહિત્યમાં નોંધાએલ છે દા ત

'ચાલો મારા સાથી! આપણ દરિયે નહાવા જઇએ રે,
"અસતરી હશે તો એ કાંઠે બેસી નહાશે રે,
"પુરુષ હશે તો એ દરિયો ડોળી નહાશે રે"

[ તેજમલ ઠાકોર રઢીયાળી રાત ભા ૩ ]

પછી મિલન વેળા વધુ પારખ્યો :

તું મળતે મળિયાં, [1]ભુજ [2]બેને ભેળાં કરે;
નારી નૈ નરાં, ખરાં નીવેડયાં ખીમરા ! ૪

[ હે ખીમરા ! તને તો બન્ને ભુજાઓ ભેગી કરીને, એટલે કે બાથ ભરીને હું મળી, તે વખતે મને ખરી ખાત્રી થઇ કે તું નારી નહિ પણ નર હતો ]

પછી તારો કંઠ પ્રિય લાગ્યો :

મર વાંસળિયું વાય, મવરે મન માને નહિ,
સરવો તારો સાદ, ખાંડથી વાલો ખીમરા ! ૫

[ હે ખીમરા ! લોકો ભલેને વાંસળી બજાવે, એના સૂરથી મારૂં મન રાજી થતું નથી પણ તારો સાદ તો મીઠા-ખાંડ કરતાં યે વધુ વહાલો લાગે તેવો સુંદર છે ]

બધા પાછા વળે છે નદીનો આરો ઉતરે છે લોડણ જોઇ રહી છે: પગોને બદલે તો ખીમરો લથડિયાં ખાઇ રહેલ છે: એની મસ્તી ઉતરી ગઇ છે લોડણ એને લપસતો દેખીને કહે છે:

પાછું પગ દઇએં નહિ, સેવાળેલ સગા !
લડથડ [ મા લાડા ! ખમા તુંને ખીમરા ! ૬

[ઓ મારા સ્વજન ! ખમા તને ! ઇશ્વરની રક્ષા હજો તને ! તું લથડિયાં ન લે, ઓ લાડીલા ! તુ સભાળીને પગલાં માંડ સેવાળ બાઝેલ પત્થર પર તુ પગ ન દેતો રખે તુ પડી જઇશ ]

૨ : વિદાયની રાત્રિયે

સંધડો સડેડયો જાય, ખમાડયો ય ખમે નહિ;
રો મા રાવલિયા !, [3]ખોટી મ કર ખીમરા! ૭

૧ ભુજ ૨ 'બન્ને'નું ચારણી રૂપ ૩ ખોટી કરવુ. રોકાણ કરવું

[ ચોધાર રડતા અને રોકવા મથતા ખીમરાને લોડણ સમજાવે છે ઓ ખીમરા! આમ જો, આ અમારો જાત્રાસંઘ કુતિયાણાથી ચાલ્યો જાય છે એ હવે રોકાયો રોકાતો નથી. હવે રડ ના, હે રાવળિયા આહિર! હવે મને વિલંબ કરાવ ના, મને રાજી થઈને રજા દે ]

અરે લોડણ! તું પાછી નહિ આવે! આવી ખારી ભૂમિમાં તને નહિ આવવું ગમે તો?

ખીમરા! ખારો દેશ, મીઠાબોલા માનવી;
વળતાં વિસામો લેશ, ખોટી મ કર ખીમરા! ૮

[ હે ખીમરા! આ બધો પ્રદેશ તો ક્ષારવાળો છે, પણ એમાં તારા જેવા મીઠાબોલા માનવી વસે છે માટે જ હું અહીં ચોક્કસ આવીશ, પાછા ફરતી વેળા હું આહીં વિશ્રામ લઈશ, માટે અત્યારે મને રોકી રાખ નહિ ]

તોયે ખીમરો કલ્પાંત છોડતો નથી લોડણ ફોસલાવે છે

વીસે દિ'નો વહાડ, આઠે દા'ડે આવશું,
રો મા રાવળિયા, ખારે આંસુડે ખીમરા! ૯

[ તું રડ નહિ. ખારાં આંસુ પાડ નહિ મેં તને વીસ દિવસે પાછી આહીં પહોંચાડવાનો કોલ દીધો છે, તેને બદલે હવે તો હું આઠ જ દિવસમાં પાછી આવીશ. ]

### ૩ : દ્વારકાને રસ્તે

રસ્તામાં લોડણનો ભાઈ બહેનના હાથમાં સીસા દેખે છે, પૂછે છે:

રૂપાં કાચ તણાં, મારગમાં ક્યાંથી મળ્યાં,
મૂકી દે મોભણ! ખટક બેઠી ખીમરે. ૧૦

[ હે બહેન! તને રસ્તામાં આ કાચના સીસા ક્યાંથી મળ્યા? તું છોડી દે એને તને ખીમરાની લત લાગી છે એ ઠીક નથી. ]

કૂંપા કાચ તણા, મિતરૂં પાસેથી મળ્યા,
રાવલિયો રદામાં, ખાંતે નવરાવું ખીમરો. ૧૧

[બહેન કહે છે : ઓ ભાઇ ! આ કાચના સીસા તો મારા વ્હાલા મિત્ર પાસેથી મળ્યા છે. મારા હૃદયમાં રાવલિયો આહિર ખીમરો બેઠો છે, તેને હું આ સીસા ભરી ભરી રોઇને ન્હવરાવીશ.]

રાત્રિયે રસ્તામાં લોડણ અમંગળ શકુન દેખે છે :

ડાબી ભેરવ કળકળે, જમણાં જાંગળ થાય,
લોડી ખંઆતણુ ઈ ભણે, (આ) સંઘ દ્વારકા ન જાય. ૧૨

[આપણા સંઘની ડાબી બાજુએ ભેરવ (ચીબરી) નામનું પક્ષી બોલે છે; અને હરણાં જમણી બાજુ ઉતરે છે. લોડી ખંભા- આસો પાડે છે; અને તણુ એમ કહે છે કે આવાં અપશકુનને લીધે આ સંઘ દ્વારકા નહિ પહોંચે એવું લાગે છે.]

આજુની અધરાત, બે બે પંખી બોલિયાં,
વાલ્યમાં તમણી વાત ખોટી હોજો ખીમરા ૧૩

[અપશકુન પછી અપશકુન થઇ રહેલ છે : આજની અધરાતે હું સુતી હતી ત્યાં મેં બે પક્ષીઓની એક સામટી અમંગળ વાચા સાંભળી. એવી વાણી પોતાના પ્રિયજન ઉપરની આફત સૂચવે છે. એવું કંઇ હોય, તો હે વ્હાલા ખીમરા ! તારા વિષે એ ખોટું જ પડજો ! કોઇ બીજા સગા વ્હાલા ઉપર જ એ અમંગલ ઉતરજો.]

દ્વારિકા પહોંચી, તો ત્યાં પણ રાતે એજ અમંગલ ભણકારા !

દ્વારકાને મંદિર, (મને)અવળું સપનું આવિયું;
સાચું (હો) સગે વીર! (પણ)ખોટું તમણું ખીમરા! ૧૪

[દ્વારિકાના દેવળમાં સુતી છું, ત્યાં પણ મને ભયકર માઠું સ્વપ્નું આવ્યું. ભલે કોઇ આત્મજનનું મોત થયું હે પ્રભુ ! એ સ્વપ્નું સાચું જ પડવાનું હોય, તો મારા સગા ભાઇને વિષે સુખેથી સાચું પડજો, પણ મારા પ્રિયતમ ખીમરાના સંબંધમાં તો ખોટું જ નીવડજો ! ભાઈ ભલે મરે, પણ પિયુ ન મરજો !]

૪ : દ્વારકાથી લોડણ પાછી વળે છે : રાવલ ગામે આવે છે : સ્મશાનમાં ખીમરાનો મૃત્યુ-સ્થંભ (પાવળિયો) નિહાળે છે. ત્યાં વિલાપ કરી કરી પ્રાણ ત્યજે છે.

મારગ-કાંઠે મસાણ, ઉજળડાં આયર તણાં,
પોઢેલ અમણો પ્રાણ, રાવલિયો રીસાવી ગયો. ૧૫

[ આ રસ્તાના કાંઠા ઉપર ઉજળા આહિર લોકોનું સ્મશાન છે. ત્યાં અમારો પ્રાણ પોઢી ગયો છે. રાવલિયો આહિર ખીમરો મારાથી રીસાઇને સૂઇ ગયો છે. ]

મારગ કાંઠે મસાણ, ઓળખ્યા નૈ આયર તણા,
ઉતારી આરસપાણ, ખાંભી કોરાવું, ખીમરા ! ૧૬

[ હું આવતી હતી ત્યારે મેં આ આહિર પિયુનું સ્મશાન મેં ઓળખ્યું નહિ હે ખીમરા ! હવે તો હું આરસપત્થર કોતરાવીને તારી ખાંભી બનાવરાવીશ ]

જાતાં જોયો જુવાન, વળતાં વાળ્યો પાળીઓ,
ઉતરાવું આરસ પાણ, ખાંતે કંડારૂં ખીમરો. ૧૭

[ જતી વેળા જેને મેં જીવતો જુવાન જોયેલો, તેને હું અત્યારે પછી આવતી વેળા પત્થરનો પ્રાણહીન પાવળિયો બની ગએલ જોઉં છું. હવે તો આરસ પત્થર ઘડાવીને હું તેમાં મારા ખીમરાની મૂર્તિ કોતરાવીશ. ]

ઘોડાળા, જાવ ઘર-વાટ, (અમે) પાળા પળતાં પૂગશું,
રે'વી મારે રાત, (તારી) ખાંભી માથે ખીમરા ! ૧૮

[ પોતાની સાથેના ઘોડેસવારોને, સઘળા લોકોને લોડણ કહે છે : કે તમે હવે ઘરની વાટે ચાલતા થાઓ ! કેમકે મારે તો આ ખીમરાની ખાંભી ઉપર રાતવાસો રહેવું પડશે હું પાછળ પાછળ ધીરે ધીરે પગે ચાલીને પહોંચી જઇશ ]

સહુને વિદાય કરી, પોતે એકાકિની, અંધારી રાતે, એ સ્મશાનમાં, ખીમરાની ખાંભી ઉપર રૂદન કરે છે

રાવલિયા! શું રાત, વગડાની વેરણ થઈ,
સગા! દેને સાદ, ખાંભીમાંથી ખીમરા! ૧૯

[ હે રાવલવાળી પિયુ! આ જંગલની રાત મને ત્રાસ આપી રહી છે. એકલતા મારાથી સહી જતી નથી. હે સ્વજન, તારી ખાંભીના પથ્થરમાંથી મને એક અવાજ તો દે!]

તડકો ને આ ટાઢ્ય, વગડો ય વેઠેલ નૈ,
રે'વી મારે રાત્ય, (તારી) ખાંભી માથે ખીમરા! ૨૦

[ હે ખીમરા! આ જંગલનો વાસ, આ તડકો ને ઠંડી કદિ જ નથી અનુભવ્યાં. છતા આજે મારે તારી ખાંભી ઉપર રાત રહેવું છે]

મોતી માણીગળ તણું, (જાણ્યું) પેરાવશુ પાંજરને,
(ત્યાં) ડૂલ્યું મધદરિયે, ખોયું રતન ખીમરા! ૨૧

[ હે ખીમરા! મેં તો એમ માનેલ કે મને સમુદ્રનું આવું સાચું મોતી મળ્યુ છે તે હું મારા કંઠને પહેરાવીશ. ત્યા તો એ ખીમરા રૂપી રત્ન મધદરિયે પડીને ડૂબી ગયુ.]

રેત હું રાવલમાં, ચડત મન ચાંખડીએ;
(ત્યાં તો) રોળ્યાં રાવલીએ, ખડવઢ કર્યાં ખીમરે. ૨૨

[મનમાં તો ઉમેદ હતી કે હું રાવલ ગામમાં જ રોકાઈને રહેઠાણ કરત; લગ્નની ચાખડી પર ચડત ત્યાં તો રાવલીઆએ મને રઝળાવીને ઘાસ વાઢનારી(ભિખારણ) કરી મૂકી. ]

ચોરી આંટા ચાર, પાટે પરણ્યાં નૈ,
વાલ્યમ તમારી માળ ખંતની ન નાખી ખીમરા!૨૩

[લગ્ન-ચોરીમાં વિવાહના ચાર આંટા ફરીને બાજઠે બેઠા નહિ. હે વહાલા! તારી વરમાળ કંઠમાં ન પહેરી શકાઈ. ]

સાની તડય સગા! પગ લપસ્યો પાસા જી,
ઉંડે જળ આણી, ખસતાં કીધાં ખીમરા! ૨૪

[ આ સાની નદીના કોતરમાં મારો પગ, સુંવાળો પાસો લપટ તેમ લપટી પડ્યો નક્કી કે તે મને ઉંડા જળમાં ખેંચી જઇને પછી ધક્કો દીધો ]

કુંપા કાચ તણા, રાખ્યા રિયા નૈ,
ભાંગી ભૂકા થિયા, (તારી)ખાંભી માથે ખીમરા! ૨૫

[ આ કાચના સીસામા હું ગોમતી–જળ ભરીને લાવી, તે આજ તારી ખાંભી ઉપર પછડાઇને ફુટી ગયા ]

સારડિયું સગા ! પંડ્યમા જઇ પૂગિયું,
વલાસ્યું વલહા ! (મને)ખણુ ખણ સાભરે ખીમરા! ૨૬

[ હે સ્વજન ! વેદનાની સારડી ઠેક મારા હૃદય સુધી પહોચી ગઇ. હે વહાલા ! તારી સાથના વિલાસ મને ક્ષણેક્ષણુ સાભરે છે ]

ગયું લાગિયું ગૂઢાણુ, ,ઇંગાર ઓલાય નૈ,
મરતે મારૂ રાણુ, ખોડસ ધખિયા ખીમરા ! ૨૭

[ આ તો ગીરનુ જંગલ સળગી ઉઠ્યુ, એના અંગાર ઓલવાય નહિ. તુ મરતાં મારે તો મોટા લાકડાનો અગ્નિ સળગી ઉઠયા જેવુ થયુ.]

અવળે શકને આવિયાં, હાબો ગલ્રેશ થિયો,
*મેરીપરને મારગે, રાવલિયો રણુમા રિયો ૨૮

[ હું અમંગળ શકુનમા આવી હોઇશ, ગલ્રેશ (તેતર) પક્ષી મારી મોખરે ડાબી બાજુ ઉતર્યું હશે એટલે જ મારો રાવલિયો મેરીપર ગામને માર્ગે મૃત્યુ પામ્યો ]

વિગતે કરૂ વિચાર, પાણો પૂજાય નૈ,
સચરો તેડાવી સલાટ, (તારી)ખાંભી નખવું ખીમરા! ૨૯

[ હું ખીમરાની ખાક ઉપર સાદા પત્થરની ખાંભી ખોડેલી જોઉ છુ. હુ વિચારૂ છુ તો એમ લાગે છે કે એવો પત્થર તો મારાથી

*મેરીપર ગામ રાવલથી દ્વારિકા જવા આવે છે

પૂજાય નહિ. નહિ. માટે હે ખીમરા ! હું તો એક પ્રવીણ સલાટને તેડાવીને આંહી તારી ધાટદાર ખાંભી નખાવીશ.]

પછી તો એ ખાંભી જાણે સજીવ હોય એવું ચિંતવતી, ખાંભીમાં છુપાએલા ખીમરાને આલિંગન ભરે છે. પાગલ બની જઇને હવે છે:

અણીઆળાં અમ ઉર, ભીંસુ તોય ભાંગે નહિ,
બળ કરતી હું બીઉં, (તારી)ખાંભી માથે ખીમરા! ૩૦

[ હું તારી ખાંભીની સાથે ભેટી પડીને મારાં યૌવનભરપુર અણીદાર સ્તનો દબાવું છું તો પણ એ ચગદાતાં નથી. ગાઢ આલિંગન ભરીને છાતી છુંદી નાખું એવું થાય છે. પરંતુ વધુ જોર કરતાં હું ડરું છું. કેમકે રખે ને ઉલટું તારી ખાંભી ભાંગી જાય ! ]

ખીમરા ! મોટી ખોડ, માણસને મરવા તણી,
લાગે લાખ કરોડ, ઇ જેવી એકોય નૈ. ૩૧

[ઓ ખીમરા ! માનવીને બીજા તમામ ભોગ આપવાની વાત સહેલ છે, પણ પોતાના પ્રિયજનની પાછળ મરવા જેટલું સ્વાર્પણ બહુ મુશ્કિલ છે. બીજા લાખો નુકશાન ખમી શકાય, પણ પ્રાણ દેવાની વાત અસહ્ય છે. તું મારી પાછળ મરી જઇ શક્યો. તારું આત્મ-સમર્પણ એ રીતે મેરુ છે. હું પણ એજ કરી બતાવીશ. ]

સીંદોર ચડાવે સગાં, દીવો ને નાળીએર હોય,
(પણ)લોહી ચડાવે લોય, (તારી)ખાંભી માથે ખીમરા! ૩૨

[ હે ખીમરા ! તારા બીજા સગાં તો આંહી આવીને તારી ખાંભી ઉપર સીંદૂર ચડાવે છે, દીવો પ્રગટાવે છે, નાળીએર ધરે છે. પણ લોહણ તો સીંદૂરને બદલે પોતાનું લોહી ચડાવીને તારી જાત્રા જુહારી રહી છે. ]

# મારૂ–ઢોલો

એક રણવાસી અને બીજું પહાડવાસી, એવા બે પ્રેમીઓની આ વાર્તા છે. મારવાડ દેશના જેસલમીર રાજની અને સિંધ દેશની વચ્ચે થરપારકરનું વિશાળ ગાઢું રણ પડ્યું પડ્યું સળગે છે. એક દિવસ એ મરૂભૂમિના કોઈ ગામડાનો ઠાકોર પોતાની ઠકરાણી સાથે સોરઠમાં જાત્રાએ નીકળ્યો. એના ગામનું નામ એક દોહામાં પીંગળગઢ બોલાયું છે, અને એ ઠાકોરને એક દુહો પીંગળરાવ કહી ઓળખાવે છે. જાત્રાનું ધામ દુહામાં નથી જડતું, પણ લોકવાણી પ્રમાણે ઘટણ ભાખે છે, મરૂભૂમિના એ બે વાસીઓ સોરઠના આથમણા કિનારાની હરિયાળી ભોમમાં ઉતરે છે, અને બીજા બે જાત્રાળુઓ સાથે મેળાપ કરે છે. એ પણ પતિપત્ની છે. દોહામાં પતિનું નળરાજ એવું નામ અપાયું છે. એના ગામડાનો ઉલ્લેખ નથી મળતો.

ચારે જણાંએ સોમનાથના એ તીર્થધામમાં, સાગરની પાસે, કોઈ દરિયાઈ પારસ-પીપળાને છાંયડે ચોપાટ રમ્યા. ભાઈબંધી જામી પછી ચાર ઉપરાંત બીજા પણ બે જીવ માતાના પેટમાં સૂતા સૂતાં એ મિત્રતાની હૂંફ પામી રહ્યા હતા. બન્ને ઠકરાણીઓના ઉદરમાં ઓધાન હતાં.

રણનાં બે વાસીઓ એ લીલુડી કંઠાળ ભોમમાં લાંબો સમય ઠેહેરી ગયાં. દોસ્તીમાં જડાયલ જીવને વતન જવું ગમતું નહોતું. બન્ને ઠકરાણીઓને પ્રસવ થયો. રણકાંઠાની રહેનારીને દીકરી જન્મી; પહાડની વસનારીને પુત્ર આવ્યો. બાળકો પારણે રમતાં હતાં. જોડી બરાબર મળી જતી હતી. બન્નેનાં વેવીશાળ કરી, બોલ બોલી, ગોળ ખાઇ, માવતર વિખુટાં પડયાં. મરૂભોમનાં વાસીઓ પારકર વટાવીને પોતાને ગઢગામડે ઉતરી ગયાં.

પછી તો ઘણાં વર્ષો વીત્યાં. કારમો કાળ વર્ત્યો, સોરઠમાં દીકરાનાં માબાપ મરી ગયાં. મરૂદેશની કન્યાનાં માવતરના પણ દેહ પડયા. છેટાંની વાટ, પારણાંના વેવીશાળની કોઇને પૂરી ખબર પણ નહિ, ટપાલ બીડીઆનો વ્યવહાર ન મળે; એટલે જૂનો સંબંધ ઘસાઇ ભુંસાઇને લુપ્ત થઇ ગયો. સોરઠી ભોમનો જુવાન બેઝો ઢોલો સગાંસંબંધીઓના ગોઠવેલા લગ્નફેંસલામાં પડી ગયો. એની ધણ(સ્ત્રી)નું નામ માલવણ: ઢોલાને એના બાળ-વિવાહ વિષે કોઇ જાતની ખબર જ નથી.

એજ સમયે મરૂભોમની માવતરવિહોણી કન્યા મારૂને ય જોબન બેઠેલ હતું. પણ એને તો પોતાના પારણાં-વિવાહની જાણ થઇ ચુકી છે. એટલે એ વાટ જોતી બેઠી રહી છે આશા છે કે કોઇક દિવસ પહાડી સ્વામી હાથ ઝાલવા આવી પહોંચશે. ઘણો કાળ વીત્યો. તો યે કોઇ ન આવ્યું. સોરઠથી થળપારકરને કાંઠે ઉતરનારાં વટેમાર્ગુઓની જીભેથી એ સાંભળે છે કે ઢોલો હયાત છેઃ પરણ્યો છેઃ પણ જીવતરમાં સુખ નથી પામ્યોઃ સાચી જોડી નથી જડી.

મરૂભોમની બેટી અધીર બની ગઇ. મુસાફરોની સાથે સંદેશા કહાવ્યા. પ્રવાસીઓએ સોરઠના બાળ આગળ જઇને મેણાં દીધાં કે આવી આવી રૂપગુણભરી મારૂને તેં કેમ વિસારી! પહાડનો બાળ આ સહુ વાતો સાંભળીને જાગી ઉઠયો. એણે સામા કાંઠાના પુકાર સાંભળ્યા. પવનવેગી ઉંટ હાંકાર્યો. મરૂદેશમાં પહોંચીને એ પોતાની હતી તેનું પાણિગ્રહણ કર્યું.

### ૧ · વિવાહના બોલ કોલ

આર જણા ચોપડ રમે, પારસ પીંપળ હેઠ;
નળ પીંગળ સંગી હુવા, (જે દિ') મારૂ ઢોલા પેટ. ૧

[ ચારે જણાં–નળ અને એની સ્રી તથા પીંગળ અને એની પત્ની–પારસ પીપળાના ઝાડ નીચે ચોપાટ રમતાં હતાં તે ટાણે મારૂ અને ઢોલો, બન્ને પોતપોતાની માતાના ગર્ભમા હતા આવે રૂડે સમયે નળ અને પીંગળ વચ્ચે ભાઇબંધી બંધાઈ ]

પીંગળરાવરી પદમણી, નળરાજારો ઢોલ,
જબહીં પોઢ્યા પારણે, તબહીં [1]બોલા બોલ. ૨

[ પદ્મિની મારૂ પીંગળરાજની પત્નીને પેટ જન્મી, અને ઢોલો નળરાજની સ્રીને અવતર્યો અ બન્ને બાળકો પારણે પોઢતાં હતા ત્યારથી જ માબાપોએ બચ્ચાના વેવીશાળના કોલ આપ્યા હતા

### ૨ વિજોગણના સંદેશા

આટલી જન્મ–કથા અને વિવાહના બોલ કોલની વાત પછી, ઘણા વર્ષો સુધી શાં શાં વીતકો વીત્યાં, તે દર્શાવતો એક પણ દોહો નથી વીસેક વર્ષનો ગાળો વહી જાય છે ઢોલાનો ઘર-સંસાર તો માલવણની સાથે લીલોલ્હેર ચાલી રહ્યો છે, ત્યારે બીજી બાજુ દૂર દૂરના મરૂ દેશમાં ભરજોબનીયે ઝોલા ખાતી મારૂ ઢોલાને માટે જ જપે છે એને તો જાણ થઇ ગઇ છે કે પારણે પોઢતાં હતાં તે દિવસથી એ ઢોલાને વરી છે એને બીજે પરણવુ નથી કોઇક દિવસ ઢોલો આવશે એવી એને આશા છે પણ જોબન તો હવે છોળે ચડ્યુ છે ધીરજ ઘણી તવાઇ રહી છે આકાશે વહેતાં પંખીની સાથે, અથવા કદાચ માર્ગેથી નીકળતા પ્રવાસીઓની જોડે મારૂ ઢોલાને સંદેશા મોકલે છે

---

૧ 'બોલ બોલવા' એ પ્રયોગ હજુ પણ લોકસમૂહમાં પ્રચલિત છે એનો અર્થ 'વેવીશાળ (વિવાહ) કરવુ' એ છે

*પંથી ! એક સંદેસડો, ઢોલાને પહુંચાય;
જોબન-કળિયું મોરિયું, ભમર ન બેઠો આય. ૩

[ ઓ મુસાફર ! મારા ઢોલાને એક સંદેશો પહોંચાડજે: કે જોબન-ફુલની કળી હવે તો ખીલી છે, છતાં યે તું ભમરો આવીને એના ઉપર કાં નથી બેસતો ! ]

પંથી ! એક સંદેસડો, ઢોલાને કહી જાય,
જોબન-હસતી જાગિયો, અંકુશ લઇ ઘર આવ. ૪

[ ઓ પંથી ! ઢોલાને એક સંદેશો કહેજે, કે જોબન રૂપી હાથી મદોન્મત્ત બની ગયો છે, માટે હે ,માવત ! હવે તો તું અંકુશ લઇને ઘેરે આવ ]

પંથી ! એક સંદેસડો, ઢોલા લગ લે જાવ;
જોબન-ચંપો મોરિયો, કળી ચુંટનકું આવ. ૫

[ ઓ પંથી ! એક સંદેશો ઢોલાની પાસે લઇ જા, કે જોબન રૂપી ચંપા-છોડ મ્હોરી ઉઠયો છે. માટે તું માળી બની કળીઓ ચુંટવા આવ.]

પંથી ! એક સંદેસડો, ઢોલાને સમજાવ;
જોબન-આંબો ફાલિયો, શાખ ન ચાખે આવ ! ૬

[ હે ઢોલા ! જોબનનો આંબો ફાલ્યો છે, છતા તું એની શાખો ચાખવા કાં ન આવે ? ]

ઢોલા તુંથી ઢોર ભલ, (જે) ચરે જંગલરો ઘાસ;
દન ઉગી દન આથમે, કરે [1]ઘરાંરી આશ. ૭

[ ઓ ઢોલા ! તારાથી તો પશુઓ પણ સારાં; જંગલમાં જઇને તેઓ ફક્ત ઘાસ જ ચરે છે, છતાં દિવસ ઉગીને સાંજ પડે, તે વેળા તો એ ઘાસ ચરનારાં પશુઓને પણ ઘેર આવવાની-પોતાનાં વાછરૂ-પાડરૂને મળવાની ઉમેદ થાય છે ]

* અથવા 'પંખી' ૧ ઘરોની.

પીળી પાંખરા પોપટા ! જઈ ઢોલાને કેહ;
મારૂ મન ઉંચું કિયું, છાયા કાઉ ન દેહ ! ૮

[ એ પીળી પાંખના પોપટ ! તું ઢોલાને જઈ કહેજે, કે તેં મારૂનું મન અધીરું કરી મૂક્યું છે તું મને તારી છાયડી કાં નથી દેતો ? ]

[1]મત તું બોલે મોરલા ! ઉડી મ બેસ ખજૂર;
થાને જળથળ ઢૂકડો, માને વાલ્યમ દૂર. ૯

[ ખજુરીના ઝાડ પર બેસીને ટહુકાર કરતા મોરને મારૂ કહે છે " ઓ મોર ! તું ખજૂરી પર બેસીને બોલ નહિ. તું શીદ પુકાર કરેછે ? તારે તો જળનું સ્થાન નજીક છે, પણ મારે મારા પ્રિયતમ ઘણો દૂર છે તારા ટૈકાર થકી તું મને એ પ્રિયની યાદ દેનુ વેદનાતરી કરી મૂકછે. ]

૩ ઢોલાને મારૂ વિષે જાણ

ચારણ, ભાટો, કે કે મુસાફરો મારૂના દેશમાંથી ફરતા ફરતા ઢોલાને ગામ આવે છે મારૂ અને ઢોલા વચ્ચેના વિસરાએના બાળ–વિવાહની જાણ કરાવે છે. મારૂના શીન, તપ અને તલખાટ કેવા તીવ્ર છે તેનું ભાન આવે છે ઢોલાના અંતરમાં પ્રીતિનો ઉદય થાય છે એ પ્રીતિમાં વધુ રંગ પૂરવા માટે પ્રવાસીઓ મારૂના રૂપની સ્તુતિ કરે છે

મારૂ એસી પાતળી, જેસી રાણુ ખજુર;
ઘોડાઓલી ઘણુચવી, (તેને) કેમ વિસારી દૂર ! ૧૦

[ મારૂ શરીરે કેવી પાતળી છે ખજૂરી અને રાયણના ઝાડ જેવી: એવી સુડોળ, થોડું બોલનારી અને ઘણુ ચાવનારી (ઝાઝો વિચાર કરનારી) સુશીલ સ્ત્રીને તેં શા માટે વિસારી છે ઓ ઢોલા ! ]

---

1. આવો જ દોહો બીજી એક કથામાં છે

કોયલ સરવે સાદડે માઝમ રાત મ કૂર !
તારે આંબા ઢૂકડા, મારે ઢોલા દૂર.

મારૂ એવી પાતળી, ઓબો ધાન ન ખાય;
ઉછાળી આભે ચડે, સંકેલી નખમાં સમાય. ૧૧

[ મારુ એવી તો પાતળી છે, કે એક ઓબા જેટલું પણ અન્ન એને નથી ખપતું. એનું અંગ એટલું હળવું છે કે ઉછાળીએ તો આકાશમાં ચડે; અને સંકેલીએ તો નખમાં સમાઈ જાય. ]

મારૂ એવી પાતળી, જેવી ખાંડારી ધાર;
ચાલન્તાં પગ લડથડે, (તો) કટકા થાય દો–ચાર. ૧૨

[ જેવી પાતળી તલવારની ધાર હોય છે, તેવી પાતળી મારુ છે. જો ચાલતાં ચાલતાં એનો પગ લથડવાથી એ પડી જાય, તો એના શરીરના બેચાર ટુકડા થઈ જાય, એવી તો એ નાજુક છે. ]

ચંદનરી મારૂ ઘડી, (તેનો) છોડો રહિયો પાસ;
(તે) છોડારો ચાંદો ઘડ્યો, ચોડ્યો લઈ આકાશ ૧૩

[ સર્જનહારે પ્રથમ તો મારુને ચંદનના લાકડામાંથી ઘડી કાઢી એને ઘડ્યા પછી ચંદનનું જે છોડું (ટુકડો) બાકી રહ્યું, તેમાંથી સર્જનહારે ચંદ્રમા બનાવ્યો, બનાવીને આકાશે ચોડ્યો. ]

## ૪ : મારૂને મળવા માટેની મુસાફરી

આવી ગુણીયલ મારૂ : જે આટલાં વર્ષોથી મારી જ વાટ જોઈ જોઈ, પોતાનાં જોબન સાચવતી બેઠી રહી છે–તેને મેં કેમ વિસારી! ઢોલાનું અંતર દહવા લાગ્યું. એ અધીરો બન્યો. હવે તો આજે ને આજે, દીવે વાટ્યો ચડે તે પહેલા જ મારૂને દેશ પહોંચે રહું. વચ્ચે વિશાળ રણ પડ્યું છે તેને વળોટી જાઉં. મારે આંગણે અનેક પવનવેગી સાંઢીઆ બાંધ્યા છે, તેનું આજ પારખું થશે.

ઢોલો ચિત્ત વિચારિયો, મારૂ દેશ અલગ;
આપણ જાયં જોઈએ, *કરલા હુંદો વગ ૧૪

* કરલા+હુંદો (હુંદો=નો) : ઊંટનો

પીળી પાખરા પોપટા ! જઈ ઢોલાને કેહ,
મારૂં મન ઉંચુ કિયુ, છાયા કાઉ ન દેહ ! ૮

[ એ પીળી પાંખના પોપટ ! તુ ઢોલાને જઇ કહેજે, કે તે મારૂં મન અધીરૂં કરી મૂક્યુ છે તુ મને તારી છાયડી કાં નથી દેતો ? ]

[1]મત તું બોલે મોરલા ! ઉડી મ બેસ ખજુર;
થાને જળથળ ઢૂકડો, માને વાલ્યમ દૂર. ૯

[ ખજુરીના ઝાડ પર બેસીને ટહૂકાર કરતા મોરને મારૂ કહે છે " ઓ મોર ! તુ ખજૂરી પર બેસીને બોલ નહિ તુ શીદ પુકાર કરેછે ? તારે તો જળનુ સ્થળ નજીક છે પણ મારે મારો પ્રિયતમ ઘણો દૂર છે તારા ટેકાર થકી તુ મને એ પ્રિયની યાદ દેવુ વેદનાસરી કરી મૂકેછે ]

—ા, મુજ શિર સોલે સાજ,
—નારો કેહેજિયો, (થાને) મારૂ મેળા આજ ૧૬

[ મારે કંઠે ઘૂઘરા બાંધો મારા પર સુંદર સાજ સજો હુ ઢોલાનો ઉંટ, હુ તેનો જાઉં ને આજે મારૂ સાથે મેળાપ થાય, એવી ઝડપે હુ મજલ કાપીશ ]

ઉંટ ઉપર સાજ સજાયા છે ઢોલો ક્યા જવાનો છે તેની કોઇને જાણ નથી પણ એની સ્ત્રી માલવણ આ બધો ભેદ પામી ગઇ છે એ ઢોલાને રોકી રાખે છે

ઢોલો હાલુ હાલુ હાલુ કરે, ધણ હાલણ નવ [1]દેહ,
ઝબ ઝબ ઝુબે પાગડે, ટપ ટપ નીર ભરેહ ૧૭

[ ઢોલો વારવાર ઉપડવાનુ કહે છે, પણ એની ધણીઆણી એને ચાલવા દેતી નથી ઢોલો ઉંટ પર ચડે છે કે તુર્ત જ દોડીને માલવણ ઉંટનુ પાગડુ પકડી ટીંગાઇ રહે છે અને આંખોમાંથી ટપક ટપક આંસુ પાડે છે ]

---

૧ દેહ (દે), ભરેહ (ભરે) એવા શબ્દોમાં 'હ પ્રત્યય ફક્ત કાવ્યની માત્રા મેળવવા પૂરતો જ આવે છે

ઢોલો અંતરની વાત કહી શકતો નથી. મુંઝાઈને ઉભો રહે છે. ઉભો ઉભો નખ વડે ભીંત ખોતરે છે. માલવણ એને પંપાળીને પૂછે છે:

ઢોલા ! કેમ દયામણા, [1]નખસું ખોદો ભીંત,
અમથી તે કુણ આગલી, ચડી તમારે ચિત ? ૧૮

[ હે ઢોલા ! આમ દયામણું મ્હો કરી ઉભા ઉભા નખ વતી દિવાલ શા માટે ખોતરી રહ્યા છો ? કોનું ચિંતન કરો છો ? મારાથી અધિક પ્રિય એવી કોણ સ્ત્રી તમારા ચિત્તમાં ચડી છે ? ]

ઢોલો બાંધે ધોતીઆં, માલવણ ધાન ન ખાય,
ખોડો થાને કેહેલિયા ! ઢોલો ગામ ન જાય. ૧૯

[ મુસાફરીએ ઉપડવા માટે ઢોલો માથા પર ધોતીયું (પાઘડી) બાંધી રહ્યો છે, એ દેખીને માલવણ અન્ન ખાતી નથી ઉંટની પાસે જઈને માલવણ કહે છે કે "ઓ ભાઇ ઉંટ ! તું પગે લંગડો બની જવાનો ડોળ કરને ! તો મારો ઢોલો મુસાફરીએ ન જાય. ]

ઉંટ જાણે કે ઉત્તર આપે છે:

ખોડા *થાં તો †ડાંભ ખાં, બાંધો ભૂખ મરાં,
જાઉં ઢોલારે સાસરે, (તો) હરિયાં [2]મુંડ ચરાં. ૨૦

[ ના, ના, હું લંગડો બન્યાનો ડોળ કરૂં, તો તો મારે ડામ ખાવા પડે. અને પછી ચલાય નહિ એટલે ખીલે બંધાયા બંધાયા મારે ભૂખે મરવું પડે. તે કરતાં તો હું જો ઢોલાને સાસરે-મારૂને ઘેર-જાઉં તો ત્યાં મને લીલી લીલી મગની શીંગોનો ચારો ચરવા મળશે.]

---

૧. 'નખથી ભીંત ખોતરવી' એ કોઇ ઉંડા વિચારની, મનની મુંઝવણની—કોઇના સ્મરણની નિશાની છે.

*થાં (થાઉં), ખાં (ખાઉં), મરા (મરૂં), એ બધાં ચારણી ભાષાનાં રૂપ છે.

†ખોડંગતા પશુને એના પગ ઉપર ધગધગતા લોઢા વડે ડામ દેવાનો ઉપચાર ચાલે છે 　　૨. મુંડ : મગ

માલવણ જાણે કે કોસલાને છે :

[1]ડાંભુ ઝીણે ડાભડે, તાતાં સીંચું તેલ,
બાંધું ઉંડે ભોંયરે, નીરૂં નાગરવેલ. ૨૧

[ ઓ ભાઈ ઉંટ ! તને જો ડામ દેવાનું કહેશે, તો હું પોતે જ એ ડામ આપીશ : બહુ જ ઝીણા સળીયા વતી તને ડામ દઈશ, (વધારે ઈજા નહિ કરૂં), પછી એ ઠેકાણે તેલ ગરમ કરીને સીંચીશ (તેથી તને આરામ રહેશે) અને કોઈ ન દેખી જાય તેમ ઉંડા ભોંયરામાં તને બાંધીને હું નાગરવેલનો ચારો ખવરાવીશ. મારને ઘેર તને મળે તે કરતાં યે અધિક સુખ વૈભવ હું આપીશ. મારે ઉરગોઈ ઇરાદે હું લંગડાપણાનો ડોળ કરીને ઢોલાને મારૂ-ઘેર જતો અટકાવ.]

કરહો ન રિયો વારીઓ, હુલકુલ લગ્ગી કાય,
ઉના ડામ દેવારતાં, ડાંભુ તો મર જાય. ૨૨

[ પણ ઉંટ તો વાર્યો ન રહ્યો. એની કાયા મુસાફરીએ ચડવા માટે તલપી રહી. માલવને એને ઉના ડામ દેવા ગઈ, પણ ડામ દેવાના સળીઆ મરી પડયા. ]

સાંઢીઓ જાણે કે અસવારનું અંતર ઓળખે છે. વિલેખી જનોને એકઠાં કરવા માટે તનતોડ વેગ કરે છે. પણ એના પગમાં માલવણે ડામ દીધો છે, ત્યાં કાંકરી ભરાઈ જઈને ખટકે છે. ઉંટ મજલ કાપી શકતો નથી. થરપારકરના રણની વચ્ચે જ સૂર્ય આથમવા લાગે છે. નિરાશ ઢોલો ઉંટને ઠપકો આપે છે

[2]રહેવ પહોંચ્યો ડુંગરે, કરહલું પહોંચી હલાર,
કૂટય લાખેણા કેડેલિયા! (મને) રાખ્યો રણ મોઝાર. ૨૩

---

૧ બીજો પાઠ :
બાંધું વડની છાંયડી, નીરૂં નાગરવેલ;
ડાંભ સાચરૂં દાથણું, સીંચું તેલ ફુલેલ.

૨ બીજો પાઠ : દી એો દરિયા ડુંગરે, નીધિ નીર ગળે;
કાઢ્યો સાંઢડા કેડેલિયા, રેણ્યો થગ રણે.

[ સૂર્યદેવ તો ડુંગરે (અસ્તાચળે) પહોંચ્યા, અને હરિણી નક્ષત્ર હાથાર દેશ ઉપર ઉતરી ગયું. ધિક છે તને ઓ મારા મૂલ્યવંતા ઊંટ! આજે તેં મને રણની અંદર જ રાત રાખી દીધો. મારુને આજની રાતે જ મળવાની મારી પ્રતિજ્ઞા જૂઠી પડશે. ]

ઊંટ ઉત્તર આપે છે :

[1]ભીડી લેને ગાતરી, તાણી લેને તંગ,
કાઢ તું પગની કાંકરી, પોગાડું મારૂ-પલંગ. ૨૪

[ ઓ ઢોલા ! તું તારી પિછાડીની મજબૂત ભેટ તારી કમર પર બાંધી લે, મારા ઉપર મારેલા જીનનો તંગ કસકસાવીને ખેંચી લે, અને મારા ડાબા પગમાં જે કાંકરી ખૂંચે છે તેને કાઢી નાખ, પછી જોઈ લે મારો વેગ, હું તને આજે જ રાતે મારૂના પલંગ પાસે પહોંચાડી દઈશ. ]

માર્ગે વરસાદ વઠી પડે છે. ઊંટ અને અસ્વાર અંધારી રાતે કીચડમાં ગોથાં ખાય છે મનની ધારણા મુજબ પહોંચાયું નહિ :

નદિયું નાળાં જળ ઝરણુ, પાણી ચઢિયાં પૂર,
કરલો કાદવ કળમળે, પંથજ પુંગલ દૂર. ૨૫

[ નદી નાળાં અને ઝરણાંઓમાં વરસાદના પાણીનાં પૂર ચડી ગયાં છે ઊંટ કાદવ ખુંદી રહેલ છે. પુંગલગઢનો પથ હજુ લાંબો રહ્યો છે. ]

રણ વચ્ચે ઢોલાની આ દશા છે, અને એજ વિરહ-દશા વરસાદે મારૂની કરી છે :

ઉંડા ગાજે દુર ખિવે, વરસે દેશ વદેશ,
ગોરી ભીંજે ગોખમા, પિયુ ભીંજે પરદેશ. ૨૬

---

1 બીજો પાઠ : કાઢ તું પગરી કાંકરી, તાણી ભીડજે તંગ,
દીવા ટાણે ન પોચાડું (તો) કરજે ચાર અળંગ.

[ પગની કાંકરી કાઢ, તાણીને મારા તંગ ભીડી લે, પછી જો તને દીવા પ્રગટવાની વેળાએ મારૂને ગામ ન પહોંચાડું તો ખુશીથી મારા ચારે પગને કાપી અળગા કરી નાંખજે. ]

માર્ગે કોઇ મુસાફર મળે છે, ઢોલો એને પૂછે છે : હે ભાઇ, કેવાંક છે મારૂના રૂપ ? મુસાફર એને ખોટો જવાબ દઇને ટીખળ કરે છે :

મારૂરો ચમકો ગિયો, ગિયો બાલપણુ વેશ,
નેણાંરી વાંકપ ગઈ, પંજર હુવા કેશ. ૨૭

[ મારૂના રૂપનો ચમકારો તો ચાલ્યો ગયો. એનું બાળ જોબન તો ગયું. એના નયનોની ભમરોની અંકી છટા પણ ગઇ. એના માથાના કેશ પણ ધોળા બની ગયા. એવી મારૂને મળવા તુ શું મૂર્ખ બનીને દોડી રહ્યો છે ! ]

સાંભળીને ઢોલો થંભી રહે છે :

ઉભો થળવટ એકલો, એવડ મારૂ ઇસમન્ત,
મારૂને મળવા તણું, લાગું પલ પલ મન્ન. ૨૮

[ થળ (પારકર)ના રણમા અસ્વાર એકલવાયો ઉભો થઇ રહે છે. મારૂને મળવા માટે એનું મન પલેપલ આતુર છે ]

બીજો વટેમાર્ગુ મળે છે. ઢોલો પુછે છે : ઓ ભાઇ! માર કેવં દીઠી ? મુસાફર કહે છે':

ઉંચે ટીંબે અજવાસડો, જાણે વીજળિયાંહ;
મારૂ ધનરી દામની, ઝળકી પાંસળિયાંહ. ૨૯

[ ઉંચા ટેકરા ઉપર (એક ઉંચા અડને ગોખે) મેં અજવાળાના ઝબકારા દીઠા. મેં જાણ્યું કે એ આકાશની વિજળી હશે, પણ એ વિજળી તો માર હતી. ને એ તો એનાં અંગની પાંસળીઓ ઝબકારા કરી રહી હતી. ]

સાંભળીને ઢોલો પંથ પડે છે. સાંજને પહોરે રણને સામે પાર ઉતરે છે. મારૂનાં ધામ એની નજીક આવી રહ્યાં છે. તે વખતે રણને પાછલે કાંઠે શું થઇ રહ્યુ છે :

## ૫ : માલવણ શોધે ચડે છે

છાનામાના નાસી છૂટેલા ઢોલાના સગડ જોતી જોતી માલવણ પોતાની વેલડી હંકારતી પતિનો પીછો લે છે. સૂકા રણમાં, એક જાળના ઝાડને લીલુંછમ દેખીને માલવણ એને પૂછે છે:

ઉંડો થળ જળ વેગળો, તું કિમ લીલી જાળ!
કાં તો સીંચી સજ્જણે, (કાં) મે વૂઠો અણગાળ ૩૦

[ઓ જાળ! આ થળનું તળ તો ઘણું ઊંડું છે. પાણી તો તારાથી અતિ દૂર છે: છતાં તું લીલીછમ ક્યાંથી થઇ ગઇ! કાં તો કોઇ સજ્જને તને આહીં પોતાની મશકમાંથી પાણી સીંચ્યું હશે, અથવા તો આંહીં ઓચીંતો વરસાદ વરસ્યો હશે.]

માલવણ પાછી વળે છે આમ એને વેરાન સમ લાગે છે

ઢોલો વળાઈ હું વળી, આવી નગર મુઝાર;
માણસરે નગરી હુઈ, મારે મન્ન ઉજાડ. ૩૪

[ ઢોલાને વળાવીને હું પાછી વળી, નગરની અંદર આવી બીજા મનુષ્યોને એ ભરવસ્તીનું નગર છે, પણ મારે મન તો એ ઉજ્જડ વેરાન થઇ પડ્યું ]

[ મેં તો તારા અસ્વારને કોઇ રબારી ભેપીઓ અથવા ચારણભાટ માન્યો હતો. જો મેં જાણ્યું હોત કે તું ઢોલાનો ઊંટ છે, તો તો હું વને મારા ખોબામાં જ પાણી પીવરાવતને ! ]

માંડવ છાયો મોતીએ, તારે છાઇ ભાત;
ઢોલો મારૂ પરણિયાં, ધન આજુરી રાત. ૩૭

[ લગ્નનો મંડપ મોતીએ શણગારાયો, તારલાની ભાત આકાશમાં છવાઇ ગઇ. ઢોલો અને મારૂ પરણી ઉતર્યાં, આજની રાત ધન્ય બની. ]

કેડ્ય કટારા વંકડાં, માથે મગરૂ મોડ,
ઢોલો રાતે લૂગડે, મારૂ નેણાં ચોર. ૩૮

[ ઢોલાની કમ્મરે વાંકડી કટારી શોભે છે, માથા પર મગરૂની પાઘડી બાંધી છે. ઢોલો લાલ વસ્ત્રે દીપે છે, અને મારૂ પણ નયનોને ચોરે તેવી સુંદર બની છે. ]

મારૂ નાહી ગંગજળ, ઉભી વેણ સુકાય,
ચંદન કેરે રૂખડે, (જાણે) નાગ ઝપેટા ખાય. ૩૯

[ પછી તો મારૂ ગંગાજળે ન્હાઇને ઉભી ઉભી એના વાળને સૂકાવી રહી છે એના દેહ પર ઝૂલી રહેલો એ ચોટલો, ચંદન-વૃક્ષ પર નાગ લટકતો હોય તેવો દેખાય છે ]

મારૂ ચાલી મો'લ પર, છૂટા મેલી કેશ;
જાણ્યું છત્રપત હાલિયો, કો'ક નમાવા દેશ ૪૦

[ કેશ છૂટા મૂકીને મારૂ મહેલ પર ચડી રહી છે " જાણે કોઇ છત્રપતિ રાજા કોઇ બીજા દેશને નમાવા ચાલ્યો હોય એવો ગૌરવભર્યો મારૂનો દેખાવ થયો છે ]

મારૂ ચાલી મો'લ પર, દીપક જગાડયે,
જાણે હનવો હાલિયો, લંકા લગાડયે. ૪૧

[ હાથમાં દીવો પ્રગટાવીને મારૂ મહેલ પર ચડે છે. હનુમાન જાણે લંકા સળગાવીને ચાલ્યા જાય છે. ]

મારૂ સૂતી અટારીએ, રતડો પલંગ બિછાય;
તારા તરવરિયું કરે, ચંદ રિયો લલચાય. ૪૨

[ અટારી ઉપર લાલરંગી ઢોલીઓ બિછાવીને મારૂ સૂતી છે. એને દેખીને જાણે આકાશેથી તારલા ઝબૂકી ઝબૂકી એને મળવા માટે વરવરાટ કરી રહ્યા છે, ચંદ્ર પણ જાણે લોભાય છે. ]

નવા મોલ ને ધણ નવી, નવી જવાની નેહ;
ઠાકર ઘેર પધારીઆ, મોતી વરસ્યા મેહ. ૪૩

[ નવા મહેલ, નવી સ્ત્રી, નવી જુવાની ને નવો સ્નેહ - પતિ ઘેર પધાર્યા. મોતીના જાણે મેહુલા વરસ્યા ]

કોરી ગાગર મદભરી, હેમ કટોરો હાથ;
રાણી ભરે રાજા પીયે, ધન આજુરી રાત. ૪૪

[ મદિરાથી ભરેલી નવી ગાગર છે. સ્ત્રીના હાથમાં સોનાનો કટોરો છે ભરી ભરીને સ્ત્રી આપે છે, ને પુરૂષ પીવે છે, આજની રાત ધન્ય છે ]

મરૂભોમની પુત્રીના મુખ સામે નિહાળતો નિહાળતો સોરઠ–બાળ અચંબો પામે છે: પૂછે છે :

ખીજડ ઝાડ ને ભુરટ ખડ, ઉંડા નીર અથાહ;
*ઢોલો પૂછે મારૂને, (થારો) એવડો રૂપ કથાહ. ૪૫

[ ઓ મારૂ ! તારી જન્મભોમમાં તો ભુંડાં ખીજડાના ઝાડ છે : ભુરાં ઘાસ છે ને અથાગ ઉંડા પાણી છે : છતાં તારૂં આવડુ મોટું રૂપ ક્યાંથી ? ]

*મેં મથુરામાં મ્હાલતી, ગોકળની ગલિયાંહ;
નન્ન કુંવરની મ્હારડી થાક રહી ઘલિયાંહ. ૪૬

*આ દોહાઓ બતાવે છે કે મારૂ જ મરૂભૂમિની પુત્રી હતી અને ઢોલો ચાહે તો સોરઠનો, ચાહે કચ્છનો પણ વાસી હોય.

[મારૂ પરિહાસ કરીને ઉત્તર આપે છે : "હું તો ગોપી હતી. કૃષ્ણવતારમાં હું ગોકળ મથુરાની ગલીઓમાં મ્હાલતી હતી. કૃષ્ણના હાથમાંથી વછૂટીને હું નાસતી હતી, નાસીને દૂર નીકળી ગઇ, પછી તો થાકીને આ થળની મરૂભૂમિમાં રહી ગઇ.]

એ મિલન-સુખની વચ્ચે ટોલો અને મારૂ પોતાના ખરા ઉપકારક મિત્ર ઉંટને તો છેક જ ભૂલી ગયાં અને તો પગમાં ડામણુ નાખીને બાંધી જ રાખ્યો છે. ભાનભૂલ્યા પ્રેમીજનોને ઉંટ મેણુ આપે છે:

કાળે માથે માનવી, ભગરે માથે ઉંટ;
નગુણા નરને ગુણ કિયા, (તેણે) બાંધી કરિયા ટૂંટ. ૪૭

[હું ઉંટ બિચારો ભૂરા રંગના માથાવાળો, કાળા રંગના માથાવાળાં (કૂડાં) મનુષ્યોની કૃતઘ્નતા શું સમજી શકું! આવાં નગુણાં માણસ ઉપર મેં ઉપકાર કર્યો, તો એણે તો મારા પગ બાંધીને મને ઠૂંટીઓ જ કરી મૂક્યો ]

અને મારૂ! તેં તો મને કાંટાનો ચારો નાખ્યો; પણ

કરલો કાંટા નહ ચરે, ચરે જ દૂજા ઉંટ;
લલેરો લાઘણુ કરે, (જેણે) ચાખેલ ચંદણ રૂખ. ૪૮

[હું કેહેલિયા જાતનો ઉંટ : હું કાંટાનો ચારો ન ચરૂં. એ તો બીજા હલકા સાંઢીઆ ચરે હું તો ચંદનનાં ઝાડ ચાખનારો–ઉચો ચારો ન મળે તો ભૂખ્યો રહું ]

---

સોરઠી ગીત-કથાઓમાં સુખી અંતવાળી આ એકજ છે. એનો અંત શ્રૃંગાર તરફ ઢળે છે અંદરનું કાવ્ય પણ મારવાડી ઢબના દોહા ઓનું છે, સોરઠી સોરઠાઓનુ નથી. કથાનું વાતાવરણ તદ્દન સોરઠી નથી આખી જ રચના કોઇ એકજ હાથની–ને તે પણ કોઇ રાજ આશ્રિત મારવાડી ચારણની હોવા સંભવ છે. લોકસમૂહના હાર્દમાંથી પ્રગટ થએલ આ કૃતિ નથી સં

# નાગ–નાગમદે

ગોહિલવાડમાં ગિરકાંઠાનુ રાજૂલા ગામ છે. ત્યાંથી ત્રણ ચાર ગાઉ ઉપર સરોવરડુ નામે નાનુ ગામડું છે. અસલના કાળમા ત્યાં એક સતીઆણા નામનુ નાનુ શહેર હતુ; વાળા રજપૂતોના ત્યાં રાજ હતાં. ગામધણીનુ નામ ધમળવાળો બોલાય છે. એને ઘેર નાગવાળો નામે જુવાન દીકરો હતો. નાગનાં રૂપગુણ અને વીરત્વ વિખ્યાત હતા.

સતીઆણાથી એકાદ ગાઉ આઘે એક ડુંગરાની ધાર પડી છે. અત્યારે એ ધારને સરધાર નામે ઓળખે છે, પૂર્વે એને શ્રીધાર કહેતા ત્યા માલધારીઓના નેસ પડતા. એને શ્રીધારના નેસ કહેતા નેસવાસીઓ ઢોરને પાણી પાવા માટે સતીઆણા શહેરના મોટા તળાવ ઉપર હાંકી જતાં.

એક વખત એ શ્રીધારની તળેટીમા એકસામટા નવ નેસ પડ્યા. એક નેસ *મેડા શાખાના આહિરનો હતો. મેડા આહિરને ઘેર નાગમદે નામની ભરજુવાન દીકરી હતી. નાગમદે પોતાના બાપના નેસડામાં રોજ પ્રભાતે ભેંસોનાં મહીનુ વલોણુ ઘુમાવે, નેતરા તાણતી તાણતી પ્રભાતીઆં ગાય, શ્રીધારથી છેટે સતીઆણા-

*શોધો એનું નામ કાનસુવો મેડો કહે છે એ કચ્છથી આવેલો એવું બોલાય છે

ની નજીક વડલા હેઠે આવેલી વાવમાંથી પાણીનાં બેડાં ખેંચી લાવે, એ વાવના થડમાં તળાવ હતું ત્યાં નહાવાધોવા જાય, અને બેત્રણ દિવસે માખણ ભેગું થાય તેનું ઘી ઉતારી, તાવણ ભરી સવીઆણા શહેરમાં વેચી આવે. સાટે સાટે ભેંસો સારૂ કપાસીઆ, ઘર સારૂ દાણા, ગોળ, તેલ કે મસાલા લેતી આવે.

એક દિવસ એ નવ નેસની બીજી કેટલીક બાઇઓની સાથે આ આહિર-બાળ નાગમદે પણ પોતાની તાવણ વેચવા સવીઆણા શહેરમાં આવે છે અને એક વાણીઆને હાટડે સહુ નેસડીઓ એક પછી એક પોતાની તાવણના તોલ કરાવે છે. કુમારિકા નાગમદેનો વારો આવે છે. વાણીઆનાં ત્રાજવાં માંહેના વાસણમાં પોતાની તાવણમાંથી ધાર કરીને પોતે ઘી રેડી રહી છે તેજ ઘડીએ બજારે અવાજ પડયો કે નાગવાળો આવે છે. પવિત્ર રાજપૂત જુવાન નાગ સહુ ગામલોકોના રામરામ ઝીલતો ઝીલતો બજાર સોંસરો ઘોડે ચડીને નીકળે છે, અને એક દુકાને જુવાન વહુદીકરીઓનું જૂથ બેઠેલું જોઇ પરનારી સામે ન જોવાય એ ભાવે એ બાજુએ પોતાના મ્હોં આડે ઢાલ ઢાંકી દે છે.

નાગમદેએ કચ્છમાંથી આવતાં આવતાં માર્ગે અનેક ઠેકાણે તેમજ આંહી નેસડાંમાં આ નાગવાળા વિષે મીઠી મીઠી વાતો સાંભળી હતી. જોવાની ઇચ્છા ઝાઝા દિવસની હતી. આજ મીટ માંડીને નિહાળવા રહી ત્યાં પેલુ પોતે રેડતી હતી તે તાવણનુ ઘી ઠામમાં પડવાને બદલે ભોંય ઉપર ઢોળાયુ. પલકમા પ્રેમ પ્રગટ્યો.

ફરીવાર તળાવકાંઠે મળ્યા. નાગનુ અંતર પણ અર્પણ થયુ. યાદ ન રહ્યું કે એક રજપૂત છે ને બીજુ આહિર છે: એક ગામ-ધણી છે ને બીજી ગરીબ માલધારીની દીકરી છે : બેઉનાં નોખ-નોખે ઠેકાણે સગપણે ય થઇ ચુકયા છે. એમાથી એકેયનાં માબાપ કબૂલે જ કેમ? ઉલટુ આ તો અનર્થ થશે એમ સમજી નાગ મદેના બાપે ત્યાંથી ઉચાળા ઉપાડયા. શ્રીધારનો નેસ એક દિવસ પ્રભાતે સૂનસાન પડયો. નાગ આવીને એ ખડિયરમાં ભટકતો હતો. મળ્યા વગર કે ખબર પણ દઇને ગયા વગર જે ચાલી ગઇ છે તેને સંભારતો હતો. એવે ટાણે ભમતાં ભમતાં ત્યાં એક

પગમાંગલો ખોડો પાડો બેઠેલ દીઠો. પાડાની ડોકે ચિઠ્ઠી બાંધી હતી. લખેલું કે નાગ! હું ફલાણે 'દિવસે આવીને તને સરોવર-પાળે શંકરના દેવળમાં મળીશ. મારા બાપે તે દિવસે મારાં લગ્ન કરવાનું 'ઠરાવ્યું છે, પણ હું તો તારી થઇ ચુકી છું.

માવતરે તજેલો જુવાન 'નાગવાળો રાજરિદ્ધિ અને રજપૂતાણી સાથેના ઘરસંસારની લાલચ છોડી નાગમદેની વાટ જોતો દેવળમાં બેઠો. બહુ બેઠો. વદાડ પ્રમાણે પહાડ–કન્યા હાજર થઇ નહિ. હવે એ ક્યાંથી આવે? નહિ આવે. બાપે પરાણે પરણાવી દીધી હશે. મારે હવે જીવીને શો સ્વાદ કાઢવો છે? પોતે પેટમાં કટાર નાખીને દેવળમાં જ આત્મહત્યા કરી. પગથી માથા સુધી ફાળીઉં ઓઢી લીધેલું શબ પડ્યું રહ્યું.

માવતરના પંજામાંથી નાસી છૂટતાં નાગમદેને થોડું મોડું થયું. પણ એ વેગ કરતી આવી પહોંચી. રાત હતી. મંદિરનાં બારણાં અંદરથી બંધ હતાં. બંધ કરીને જ નાગ સુવો હતો. નાગ-મદે માને છે કે હજુ નાગ આવ્યો નથી. પછી અંદર નજર કરતાં નાગને પિછોડી ઓઢીને સૂતેલો દીઠો. સમજી કે ઢોંગ કરે છે. કદાચ ફરી બેઠો હશે! ઘણાંઘણાં મેણાં ને વિનવણાં કર્યાં. પછી લાગ્યું કે ભરનીંદરમાં પડ્યો છે. જગાડ્યો જાગતો નથી. પ્રભાતે લોહીનાં પાટોડાં સૂઝ્યાં. નાગમદે પણ પોતાની ખાતર પ્રાણ છોડનારની ગોદમાં જ સદાને માટે સૂતી.

સરોવરડા ગામની નજીક આ સતીઆણા શહેરના, વડલા હેઠેની વાવના, તળાવના ને શિવાલયના અવશેષો, તેમજ શ્રીધાર (સરધાર)ની ટેકરીઓ મેં જોઇ છે. સ્થાનિક લોકો આ બધાં સ્થળોને વાર્તાનાં સ્થળો તરીકે ઘટાવે છે.

§

સતીઆણું સરધાર, નગરાંમાં નેહચળ ભલું;
બવળાં હાટ બજાર, રજવાડું રધિએ ભર્યું.' ૧

૧. નેહચળ = નિશ્ચલ

[શ્રીધારના નેસવાળું સવીઆણું શહેર સાથેસાથ સહુ નગરોની અંદર સારું નગર હતું. એની બજારો બહોળી હતી એનું રાજ પણ રિદ્ધિસિદ્ધિથી ભરપૂર હતું.]

સવીઆણું સરધાર, બેય [1]તરોવડ દેવીએ,
એકે વણજ વેપાર, બીજે મરમાળાં માનવી. ૨

[સવીઆણું શહેર અને શ્રીધારનો નેસ, એ બન્નેને એકસરખા જ સમજજો. કેમકે એકમાં જેમ ધીકતાં વાણિજ્ય વેપાર હતાં, તેમ બીજામાં, એ નાનું ગામડું છતાં, મર્માળુ, રસિકડાં, હેતાળવાં (નાગમદે સરીખાં) માનવીનો વાસ હતો. એકમાં સ્થૂલ દ્રવ્યસંપત્તિ હતી, તો બીજામાં સૌંદર્યની ને સ્નેહની સમૃદ્ધિ હતી.]

જે સવીઆણે શોખ, સરધારે નહિ શોખ તે;
લાડકવાયાં લોક, પથારીએ ફુલ પાથરે. ૩

[સવીઆણા શહેરમાં જે મોજ અને વિલાસ છે, તે સરધારના નેસમાં નથી. સવીઆણાનાં રસિક લોકો તો ફુલ પાથરીને સુવે છે.]

એવું એક મર્માળ માનવી માથા પર ઘીની તાવણ લઇ એક દિવસ સવીઆણાની હાટબજારે વેચવા આવ્યું. જેનાં વીરત્વ અને રૂપશીલ સાંભળ્યાં હતાં તે નવજુવાન નાગને દીઠો. આંખો ત્યાં ચોંટી રહી એટલે વાણિયાના વાસણમાં ઘી ઠલવનારાં કંકુવરણાં હાથ લક્ષ્ય ચૂકયા : વાણિયો કહે કે "બાઇ, સામુ ધ્યાન તો રાખ! તારૂં ઘી ઢોળાય છે!" મોહ પામેલી નાગમદે જવાબ વાળે છે :

ઘોળ્યાં જાવ રે ઘી, આજૂના ઉતારનાં!
ધન્ય વારો ધન્ય દી', નિરખ્યો વાળા નાગને ૪

[ મારી, આજના એક દિવસની છાશમાંથી ઉતરેલું ઘી ધૂળ મળતુ હોય તો ભલે મળે એટલું નુકશાન શી વિસાતમાં છે! કેમકે આજ તો મેં નાગને નિરખ્યો. આજનો દિવસ અને આજનો મારો ઘી ઉતારવાનો વારો તો ધન્ય બન્યો.]

---

૧. તરોવડ : સરખાં. ઘોળ્યા જાવ! ( છો જાય!) એ સોરઠી પ્રયોગ અતિશય જોરદાર અને ઉર્મિવાહી છે.

પરનારીઓને દેખીને પવિત્ર શીલનો પુરુષ નાગ એ બાજુ પોતાના મોં આડે ઢાલ ઢાંકે છે. નાગમદે એથી નાગનું મોં જોઈ શકતી નથી; એટલે પોતે મનમાં ને મનમાં લવે છે·

બાધી જોવે બજાર, પ્રીતમ ! તમણી પાઘને;
અમણી કીં અભાગ ! ધમળના ! ઢાલું દિયો ! ૫

[ હે પ્રિયતમ ! બધી યે બજાર—તમામ લોગ-તમારી પાઘડીને જોઈ શકે છે; તો પછી મારાં શાં દુર્ભાગ્ય, કે ઓ ધમળવાળાના પુત્ર ! તમે મારા આડે ઢાલનો અંતર્પટ કરો છો !]

૨ઃ જળાશય પર મેળાપ

વડલા હેઠળ વાવ, હાલે ને હિલોળા કરે;
નાગમદે નાની બાળ, બેડાની પાણી ભરે. ૬

[ સવીઆણાને પાદર વડલાની ઘટામાં વાવ આવેલી છે. વાવનું ભરપૂર પાણી દિવસરાત હિલોળે ચડી રહ્યું છે ( કારણ કે ત્યાં કેટલીક પનીઆરીઓ બેડાં બોળી બોળી પાણી ભરે છે.) એ પનીઆરીઓના મેળામાં શ્રીધાર નેસથી બેડા આહિરની નાની વયની પુત્રી નાગમદે પણ હેલ્યો ભરવા આવે છે ]

નાગ ત્યાં થઈને શંકરને દેવળ જવા નીકળે છે ' નાગમદે નિરખી રહે છે સભ્યતા સાચવી શકતી નથી. ભલે લોકો હીણું ભાખે ! હું શું કરું ? અંતરમાં લવે છે ·

પાગે બેડી પેરીએં, હાથે ઠહુકલાં હોય;
(પણ) નાગડા ! નેવળ નો'ય, આંખ્યું કેરે ઓડડે. ૭

[પગને તો બેડી પહેરાવીને રોકી રાખી શકાય છે : હાથ કહ્યું તોફાન કરતા હોય તો તેને પણ હાથકડી જડીને કાબુમાં રખાય. પરંતુ ઓ નાગ ! આ આંખોને માટે તો કોઈ બેડી કે કડી કર્યાં છે ! હું શી રીતે મારી દૃષ્ટિને દબાવી રાખું !]

---

બાધી : બધી   તમણી : તમારી   અમણી : અમારી
ધમળના · ધમળના પુત્ર

નાગ તો જળાશય ઉપર ગામની બ્હેનદીકરીઓનાં ન્હાવાં હોવાથી નજર કર્યા વિના જ સીધો ચાલ્યો જાય છે; એટલે પ્રેમમાં પાગલ બનેલી નાગમદે મનમાં ને મનમાં બોલે છે :

સામસામીયું સગા ! મીટું કાં માંડો નહિ ?
વઢીએં તો વાળા ! નેણુંઝટાકે નાગડા ! ૮

[હે સ્વજન ! સામસામી મીટ કાં નથી માંડતા ? મારા, તો નયનેનયનનું પ્રેમ-દ્વંદ્વ રચાએ રાકીએ.]

ત્રાંબાવરણું તળાવ, પદમણીયું પાણી ભરે;
નજર કરોને નાગ ! ધમળ મરધારાં ધણી ! ૯

[એ ત્રાંબા સરીખા ઉજ્જ્વળ ને નિર્મળ તળાવની અંદર સુંદરીઓ પાણી ભરે છે. નાગમદે ન્હાય છે. ઓ થીંધારના ધણી નાગ ! નજર તો કરો !]

નાગડા ! નાગરવેલ્ય, થડમાથી લઈ થું'ગીયે';
કાંક કાંક કૂંપળ મેલ્ય, (અને) આશા ભરિયા આવિયાં. ૧૦

[હે નાગ ! માળી જેમ નાગરવેલ્યને થડની આસપાસ જરા ખોદીને ધરતી પોચી બનાવે છે, તેને પરિણામે એ વૃક્ષ સહેલાઈથી પોષણ શોધીને ફાલે છે, તે રીતે તું પણ તારી પ્રીતિ રૂપ વેલડીને પોચી બનાવ ! એમાંથી સ્નેહનાં કુંપળ ફુટાવ સખત ને અક્કડ ન રહે. કેમકે હું આશા-સરી આવી છું.]

નાગ નીસરણી નાખ, કયે ઓવારે ઉતરીએં !
આમાંથી ઉગાર, (તો) વરીએ વાલા નાગને ! ૧૧

[ઓ નાગ ! હું આ તળાવમાં ન્હાઈ રહી છું. પણ કયે આરેથી હું બહાર નીકળું ? ડુબી મરાય તેટલું ઉંડું આ તળાવ છે માટે તું એ અંદરથી નીસરણી નાખ, તો હું નીકળીને તને વરું. (અહીં મર્મમાં, વ્યંગમાં નાગમદે સમજાવે છે કે જીવનનાં—માબાપ, સગાં, સંસારવ્યવહારનાં—ઉંડા નીરમાં હું ડુબી રહી છું. તારા પ્રેમની નીસરણી વડે તું મને કિનારે ઉતાર.]

નાગ નજર કર્યે, (મારા) પંડ માથે પાલવ નહિ;
અછતનાં અમે, દુબળ કયાં જઇ દાખીએ! ૧૨

[હે નાગ! નજર તો કર! મારા દેહ ઉપર વસ્ત્રો નથી હું આ મારી રંક દશા ક્યાં જઇને દેખાડું?—આહીં પણ એજ મર્માર્થ ચાલુ રહે છે.]

આવ્યાં ઉભે દેશ, ગાંજ્યુ કોઇ ગમિયલ નહિ;
નાગ! તમારે નેસ, [1]બાંધલ મન બચળાં જી. ૧૩

[આખો પ્રદેશ જોતી જોતી હું ચાલી આવું છું. પણ બીજું કોઇ ગામ મને ગમ્યું નથી પણ ઓ નાગ! આંહી તારા નેસમા મારૂં મન નાના બચ્ચાંની જેમ મમતા વડે બંધાઇ ગયું.]

૩ · વિદાય

બન્નેના સ્નેહ-સંબંધની જાણ થયે ચેતી જઇને નાગમદેનો બાપ પોતાનો પડાવ ઉપાડી ચાલી નીકળે છે. કદાચ સવીઆણાના ગામધણી ધમળવાળાએ પણ ધમકી આપીને ચાલ્યા જવા કહ્યું હશે

જાતાના જુવાર! વળતાનાં વોળામણાં;
વાળા! બીજી વાર, આવશે તો આવશું. ૧૪

[નાગમદે મળી શકતી નથી સંદેશો કહાવે છે: ઓ નાગ વાળા! ચાલ્યાં જનાર પ્રિયજનના પ્રણામ સ્વીકારજે. બીજી વાર તો હવે અવાશે તો આવીશ]

રાતમાં નેસ ઉપડી ગયો છે પ્રભાતે નાગ નિત્યની પેઠે મળવા આવે છે. શું જુવે છે·

નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ;
નાગમદેના નેસમાં, કાળા કળેળે કાગ. ૧૫

[પ્રયત્ન , નવાસમા વલોણાનો ઘેરો નાદ નથી સંભળાતો. પ્રભાતિયાં ગીતોના રાગ પણ કોઇ ગાતુ નથી. નાગમદેના સૂનસાન નેસડામાં કાળા કાગડા જ બોલી રહેલ છે]

---

[1] બીજો પાઠ: "મનડે માળો ઘાલિયો."

નદી કિનારે નેસ, માળીંગા માડયા રિયા,
વાલા વળ્યાં વિદેશ, ચાળો લગાડી ચિત્તને ૧૬

[ નદીકાંઠાના આ નેસ(ઝુંપડા)માં, ભીંતડા ને માંડછાંડ એમનાં એમ રહી ગયાં છે એટની બધી ઉતાવળથી, ઓચીંતાં અમારા પ્રિય જન, દિલને માયા લગાડીને વિદેશ ચાલ્યાં ગયાં ]

નાગમહેને નેસ, (મન) ખૂતલ ખરણુ[1] વારે
પરદેશી ગ્યા પરદેશ, પોડીઅ પલાણે ૧૭

[ એ પરદેશી તો પોઠીઆ પલાણીને પરદેશ ચાલ્યાં ગયાં પણ મારૂં અંતર આહી નાગમહેના નેસમાં લાકડાંની માફક ખૂતી રહેલ છે ]

નાગમહેને નેસ, *ભાગલ પગ ભીંસા તણો,
વાલા ગિયા વિદેશ, અવધે આવાણુ નહિ ૧૮

[ આ એક ભાગેલ પગવાળો ભેંસો (પાડો) આહી પડ્યા છે વહાલા વિદેશે ચાલ્યા ગયા છે અવધિ નક્કી કરી હતી તે મુજબ વેળાસર મારાથી અવાયું નહિ ]

વારા સારુ વઢતિયું, દિ'માં દસ દસ વાર,
રવુઢી કયા વઢનાર, [3]નીંઘા ! [4]નીઘલીઆ ગીયુ ? ૧૯

[ ધાન ખાંડવાનો એક ખારણીઓ (નીંઘો) ત્યાં પડયો છે નાગ એને પૂછે છે ઓ નીંઘા ! પોતપોતાનું ધાન ખાંડવાના વારા માટે તારા સારૂ દિવસમાં દસ દસ વાર લડી પડનારી એ નીંઘલેલ-નવજોબન ઉઘડેલ આહિરાણીઓ કયાં વહી ગઇ ? ]

---

૧ વારે માફક ૨ વુઢી વહી ૩ નીંઘા ખારણીઓ ૪ નીંઘલિયાળી જોબનવતી (હુ ૧માં દાણુના કણુ બેસે ત્યારે હુંડુ ઉઘડે છે તેને 'નીંઘલવુ કહે છે )

* લોકો કહે છે કે આ લંગડા પાડાની ડોકે નાગમહે સંદેશાનો કાગળ બાંધી અઇ હતી, પણ દુહામાંથી એવુ કશું નીકળતુ નથી

## ૪ : મંદિરમાં મૃત્યુ

માબાપથી તજાએલો ને દીણાએલો નાગ પરદેશવાસી નાગમદેએ "મોકલેલ સંદેશા મુજબ શંકરના મંદિરમાં વાટ જુએ છે પણ એ રાત્રિના મુકરર સમયે નાગમદે આવી પહોંચતી નથી. અધીરો નાગ આશા છોડીને આત્મઘાત કરે છે. નાગમદે મોડી મોડી આવી પહોંચે છે. દેવાલયનાં બીડાએલાં દ્વારની જાળી સોંસરવું જોતાં, ચંદ્રમાના અજવાળામાં એ નાગને અંદર સૂતેલો દેખે છે:

સૂનો મોઢય કરે, પાંભરી પછેડીએ;
બોલાવ્યો ન બોલે, નીંભર કાં થયો નાગડા! ૨૦

[સફેદ પિછોડીનું પગથી માથા સુધીનું ઓઢણ કરીને પિયુ સૂતો છે. ઘણુંય બોલાવું છું, પણ બોલતો નથી. મારો નાગ આવો નઠોર કાં બની ગયો છે ?]

નાગ નામધારી એ પુરુષને નાગ ( સાપ ) પ્રાણીનું રૂપક આપે છે. પોતે જાણે કે વાદણ (ગારૂડણ ) બની સ્નેહની મોરલી બજાવે

નીકળ વાલા નાગ! રાફડ શેં રૂંધાઈ રિયો!
(માથે) મોરલીયુંના માર, (તોય) નીંભર કાં થયો નાગડા! ૨૧

[હે વહાલા નાગ! (ઉચ્ચ જાતના સાપ!) તારા ઉપર હું મારી પ્રેમ–મોરલીના સંગીત–પ્રહારો કરી રહી છું તોયે તું રાફડામાં (બોડમાં) કેમ રોકાઈ રહ્યો છે? તું મોરલીને સ્વરે તો મોહાયા વિના કેમ રહી શકે?]

*મનની કીધી મોરલી, તનના કીધા ત્રાગ;
જોવા જનમની જોગણી, નીકળ બારો નાગ' ૨૨

[હે નાગ! મેં મનની મોરલી બનાવી. શરીરને તારનું વાજિંત્ર બનાવ્યું. હું જોગણ બની છું. એવો મારો જોગણવેશ જોવા તું બહાર તો નીકળ.]

---

*વાદી, વાદણ વગેરે ગારૂડીઓ સાપને પકડવા માટે સંગીતના અનેક વાદ્યો રાખે છે. અહીં નાગમદે નાગને વશ કરવા પોતાનું વાદણ–સ્વરૂપ અનુભવે છે.

વગાડું છત્રીશ રાગ, કાંધે જંતરડું કરી;
નીકળ બા'રો નાગ! વેશ જોવા વાદણ તણો. ૨૩

[હે નાગ! ખભા ઉપર જંતર (બીન) ચઢાવીને હું છત્રીશ રાગિણીઓ બજાવી રહી છું હું વાદણનો વેશ કેવો બજાવી રહી છું તે જોવા તો બહાર નીકળ!]

શું તું મારાથી ફરી બેઠો છે? જાતવંત હોય તે શું બદલે કદિ?

નવ કુળ માયલો નાગ, ફ્રુણ્ય માંડી પાછો ફરે;
જાય ભાગ્યો જળસાપ, નોળી વાટે નાગડા! ૨૪

[ઓ નાગ! વાદી પકડશે એવા ડરથી વિમુખ થઇને ચાલ્યો જનારો સાપ જો નવ ઉંચી ઓલાદના સાપ માંહેલો કોઇ હોય, તો તો વાદીની મોરલી વાગતાંની વારે જ સંગીત ઉપર આકર્ષાઇ, ફુલાઇ, ફેણ ચડાવી, પાછો વળશે; સંગીતને ખાતર જાન ખોવા પણ તૈયાર થશે. પણ મોરલી સાંભળતાં છતાં ય જો એ ભાગી જાય તો સમજવું કે એ કોઇ કુલિન સાપ નહિ પણ પાણીનો વાસી, દેડકાં જેવાં પામર જળચરો ઉપર જ જીવનારો હલકો સાપ હશે. એ જ રીતે મારી પ્રેમમોરલી ઉપર તું ન આકર્ષાય તો તને ય હું સાચો પ્રેમીજન નહિ પણ પામર મોહાસક્ત મનુષ્ય માની લઇશ.]

પણ નાગ તો નથી જ જાગતો. નથી જવાબ દેતો એ તો મુડદું સૂતું છે અણજાણ નાગમદેનું દિલ દુભાય છેઃ

નવ કુળનો નૈ નાગ, (મારી) વિનતિયે ય વળ્યો નહિ,
સેલી નીકળ્યો સાપ, પાણીમાં પાસું દઇ. ૨૫

---

૧ બીજો પાઠ :

નવકુળ માયલો નાગ, ખાખરીયો ય ખસે નહિ;
જાય ભાગ્યો જળસાપ, ઉંડાં ઉપર ડાંખરો.

અથવા

સરપોલીયાં સદાય, મોરલીએ મંડાય નહિ;
જાયો કોઇ ન જાય, નોળી વાટીને નાગડા!

[ના, ના, આ કંઈ સ્વનો અતરંત નાગ ન્હોય; મારી આંકળી પર પણ પાછો ન વળનારો આ તો પાણીનો સાપ, પાણીમાં ડૂબકી દઈને સરી ગયો.]

એમ મેણાં મારતાં તો પરોઢ થયું. ચંદ્ર આથમ્યો :

વાળા ! જોતાં વાટ, નખતરપતિ નમી ગયો;
અંતર થાય ઉચાટ, નરખું કયાં જઇ નાગડો ! ૨૬

[હે નાગવાળા ! તારી વાટ જોતાં તો નક્ષત્રનો નાથ ચંદ્ર પણ આથમી ગયો. અંતરમાં ઉચાટ થાય છે. હું કયાં જઇ તને નિહાળું ?]

કદાચ આ દેવાલયમાં સૂતો છે તે નાગ નહિ હોય. નાગ તો હજુ આવવાનો હશે. ચાલ્યો આવતો હશે.

દિ' ઉગ્યે દેવળ ચડું, જોઉં વાળાની વાટ;
કાળજમાં હાગા કરે, નાડયુમાં વાળો નાગ. ૨૭

[દિવસ ઉગ્યો. હું દેવાલયના ઘુમ્મટ પર ચડીને જોઉં છું, કે આઘે આઘે ક્યાંય નાગ આવતો દેખાય છે ! મારા કલેજામાં ને મારી નસોમાં વ્હાલો નાગ ઘા કરી રહેલ છે. હાગા=પ્રહાર]

પ્રભાતના અજવાળામાં સાચા બનાવની જાણ થઇ. અંદર નાગ છે. મૂતદેહનું માથું ખોળામાં લઈ હૈડે વલાપ કરે છે.

તમે પાણી અમે પાળ્ય, આઠે પો'રે અટકતાં;
તેદુની ટાઢાળ્ય; વરવું વાળા નાગને. ૨૮

[હે વહાલા ! પ્રેમરૂપી જળાશયમાં તું પાણીસ્વરૂપ હતો; હું કિનારાસ્વરૂપ હતી નિરંતર તું ને હું એક બીજાને અડતાં હતાં, આઠ શીતળતા અનુભવતાં એટલે હવે તો તનેજ વરવું રહ્યું.]

સવારે સૌ કોય, મોકાણે આવે મલક;
(પણ) રાત્ય ન રોવે કોય, નાંધુ વણની નાગડા ! ૨૯

[હે નાગ! સવારે તો સહુ કોઇ સગાં-આખો મુલક વિલાપ કરવા આવે. પણ પ્રિયતમના શબ ઉપર સારી રાત તો સાચી પ્રિયતમા સિવાય બીજું કોણ રોવા બેસે? હું આખી રાત રડી છું.]

માટે હવે તો

અગર ચંદણનાં રૂખડાં, ચોકમાં ખડકું એહે!
હું કારણ નાગડો મુવો, (હવે) બળશું અમે બે. ૩૦

[ઓ દુનિયાનાં લોકો! અગર ચંદનનાં કાષ્ઠ મગાવીને ચરચોટામાં અમારી ચિતા ખડકો. મારે કારણ નાગ મર્યો છે, માટે અમે બન્ને જણાં હવે ભેગાં જ બળશું.]

---

આ કથામાં એક આલણદે નામનું ઓપાન લાવવામાં આવે છે, ને એને નાગની પરણેતર સ્ત્રી તરીકે ઓળખાવાય છે. એ નાગમદેની ઇર્ષ્યાએ સળગે છે. મને એમ લાગે છે કે આ આલણદે નાગની સ્ત્રી હોવાને બદલે બીજી જ એક નેસવાસી કન્યા—નાગમદેથી વધુ રૂપવંતી, રૂપની અભિમાની, નાગના પ્રેમની ઉમેદવાર અને આખરે તિરસ્કાર પામેલી—હોવી જોઇએ. નાગનું મન હરવા માટે એ પોતાનો રૂપનો ગવ કરે છે:

આભામંડળ વીજળી, ધરતીમંડળ મે,
નરાંમંડળ નાગડો, (એમ) અસ્રીયાં આલણદે. ૩૧

[આભમા જેમ વીજળી શ્રેષ્ઠ, ધરતીમાં મેઘ શ્રેષ્ઠ, પુરુષમાં નાગ સુંદર, તેમ સ્ત્રીઓમાં આલણદે રૂપવંતી.]

પણ નાગ એના રૂપગર્વને તિરસ્કારે છે:

આલણદે! એંકાર, કાયાનો કરીએં નહિ;
ઘડેલ કાચો ઘાટ, માટીસું જાશે મળી. ૩૨

[ઓ આલણદે! દેહના સૌંદર્યનો અહંકાર ન કરનો ઘટે. કેમકે એ તો કાચી માટીના ઘડેલા વાસણ સમાન છે. આખરે તો માટીમાં જ મળી જશે.]

# બાનરો

આ પણ પુરાતના પડી ગયેલા હૃદયની ને સ્ત્રીના અવિચલ પ્રેમની કરુણ કથા છે. જુવાનનું નામ બાનરો અથવા બાનગ્રી છે જાતે આહિર છે પોતે કાઠોરડા ગામનો વાસી હો એવો એક દુહામાં ઇસારો છે યુવતીના નામનો દુહામાં નિર્દેશ નથી કોઇ મૂળાદે એનું નામ કહે છે. આખી કથામાં બાનરાનું પાત્ર પોતે આવીને ક્યાંયે ડોકાતું નથી. ત્યજાએલી પ્રેયસી પોતેજ પોતાના ઉદ્ગારો વાટે આપવીતી કહે છે.

પ્રથમ બન્ને વચ્ચે પ્રીત બંધાઇ બાર–તેર ભરાતા કોઇક મેળામાં બેય ભેળાં થયા હશે. વીસે વીસ દુહા સાક્ષી પૂરે છે કે આહિર–કન્યા એ જુવાનના ગરવા ગુણો ઉપર મોહીને મન અર્પણ કરી બેઠી હશે મેળાની શૌર્યભરી રમતોમાં, રાસગરબીઓમાં ને ચાતુરીમાં બાનરવી બીજા સહુથી સવાયો દેખાયો હશે. બાકી દેહના પડછંદ પાતળિયા રૂપ તો આહિરડાઓને જન્મથી જ વરેલાં હોય છે. પણ કોણ જાણે શા કારણે આ પ્રેયસીના સગા એ સંબંધનો વિરોધ કરીને બેઠાં વાત એટલે સુધી વધી ગઇ કે બાનરો જો હવે આવે તો બદૂકે દેવો બદૂકથી બ્હીને બાનરો બાવી ગયો. બહાદૂર બનીને પોતાની તલખતી પ્રેમિકાને બચાવવા –અરે મ્હોં દેખાડવા ય ન આવ્યો

પ્રેમિકા સદેશા કહાવે છે. પણ જવાબ નથી મળતો ત્યારે પછી આશા તજે છે. બાનરો કહાવે છે કે હવે તો આપણો સંબંધ બંધાવો દોહ્યલ છે બીજુ કોઇ ઠેકાણુ ગોતી લેજે. પણ ટેકીલી નારી નવા નેહ કરવા ના પાડે છે આમેથી ઉડીને બાવળ પર બેસવું એના હૃદય પખીથી બને તેમ નથી.

પણ એને અદેશો પડે છે કદાચ બાનરાનુ અતર બીજે તો નહિ ઠર્યું હોય! શોધમા નીકળી પડે છે, ઉન્હી લૂ ખાઇ ખાઇ, પગે ચાલી ચાલી, એના સુકોમળ શરીરનો બરડો પણ બેવડ વળી જાય છે. એના એજ ભાદર-કાંઠાના મેળામા જઇ ગોતે છે. પણ બાનરો નથી જડતો આખરે એને ખાત્રી થાય છે કે બાનરો બીજાનો થઇ ગયો,

પછી એના જીવતરમા તો "ગર સળગી, ગઝબ થયો, સળગ્યા સાતે વન!" પછી તો અગ્નિને બાથ ભરી રહી જીવ ક્યાય ઝપતો નથી. મન બળવા માટે મસાણે દોડે છે. પોતાનો પ્રેમીજન ખૂટલ નીવડે એ વેદનાની તો વાતજ શી કરવી! એ બધી જ્વાળાઓને આ સ્ત્રી પી ગઇ પોતાના શિયળ સંકોડીને બેસી ગઇ. જીવનમા સ્વેચ્છાપૂર્વક 'બ્રાહ્મણીનો રંડાપો' સ્વીકારી લીધો. સદાની એકનિષ્ઠા સ્વીકારી.

§

ફરિયું ફેર ઘણું, (ત્યું) [1]ટાંપળિયલ ટળિયું નહિ:
મનડું [2]રમેઠ તણુ [3]ભેવ ફરારે બાનરા! ૧

[ઓ બાનરા, ! મારૂ મન, ઘાણીના બળદની માફક ઘણુંયે ચક્કર ફર્યું, પણ એની ઉંડમા નાખેલુ ચોગઠુ એના તકદીરમાથી ટળ્યું નહિ તારા પ્રેમને અનત કુંડાળે મારૂ હૃદય વેદનાનો ભાર વહેતુ ફરતુ જ રહ્યુ ]

સો સો સાદ કર્યે, સાનુમા સમજ્યો નહિ;
[4]કેડુકનો કાને બાનરશી બેરો થિયો! ૨

---

૧. ડોકર. નાખેલ ચોગઠુ ૨ ઘાણી ૩ માફક
૪ બીજો પાઠ - 'ડાડડિયુ દેતે, સગા! હું સાંભળ્યુ નહિ.'

[તને ઘણા સાદ પાડ્યા તું ઇશારેય સમજ્યો નહિ ઓ બાનરા ! તું શાને બહેરો ક્યારથી બની ગયો છે ?]

ફળિયામાથી ફકીર, ફેરી દઇ પાછો ફર્યો;
(એમ) અમુથો આહિર, બાનરશી બીજો થયો ! ૩

[ જેમ કોઇ ફકીર ભીખ માગવા માટે આવે અને ફળીમાં આંટો દઇને પછી અજાણ્યો બની ચાલ્યો જાય, તેવી જ રીતે તું પણ ઓ આહિર ! મારા જીવનમાં આંટો મારીને બ નિસ્બત ત્યજી ચાલ્યો ગયો બદલી ગયો ]

બંદુકની બીકે, આયાં લગ આવ્યો નહિ;
અલબેલા આવ્યે ! બખતર પેરીને બાનરા ! ૪

[હે સ્વજન ! મારાં સગાંઓ આપણા સ્નેહનાં વિરોધી રહ્યા એટલે તેઓ તને બંદૂકે મારશે એવી બ્હીકે શું તું ન આવ્યો ! સાચો સ્નેહ હોય તો ઓ વહાલા ! તું બખતર પહેરીને આવ !]

પોટા પાખ વન્યા, માળા વિણુ ક્યા મેલીએ ?
બે દિ'ની વાતુંમા, બાનરશી બીજો થયો ! ૫

[ હે બાનરા ! મારા કૌમાર-જીવન રૂપી પાંખ વિનાના પોટાને-બચ્ચાને -માળા વિના હું બીજે ક્યાં જઇ મૂકું ? ને તું દિવસમાં જ શું બદલી ગયો ! વાળી ગયો ! ]

પરથમ દૈને બોલ, પાછા પતળીએં નહિ;
કાપે કાળજ કોર (તોય) બાદલીએં નૈ બાનરા ! ૬

[ એમ કેમ બદલાય ! પ્રથમ કોલ દીધા પછી કેમ છટકી શકાય ! કોઇ કલેજું વાઢી નાખે તો પણ કેમ પલટાય ! ]

મોંઘેરા મળતે, સોંઘા સાટવીએં નહિ,
લઇએ લખ ખરચે, બે પખ સરખા બાનરા ! ૭

[ મારે સાવ આટલાં સંકટો વહોરવાં પડે છે તેથી મારી પ્રીત વને મોંઘી પડે છે જાણું ! બરાબર છે મોંઘા ભાવની વસ્તુ ન્યાં સુધી

મળી શકતી હોય, ત્યાં સુધી સોંઘી ચીજ ન ખરીદવી ઘટે. લાખ રૂપીઆ ખરચીને પણ એવી જ ખરીદીએ કે જેનાં બન્ને પડખાં સરખાં હોય : ચાહે જેટલો ભોગ આપીને એવું પ્રિયજન સ્વીકારીએ, કે જેનાં બન્ને પક્ષો ( મોસાળ અને પિતૃકુળ ) ખનદાન હોય. સોંઘું મળે તે તો તકરાદી જ નીવડે. ]

પોપટ હોય તો પઢાવિયે', સૂડાને નોય સાન,
મધદરિયે મેલી કર્યાં બાનરા! કેનાં બાન! ૮

[પોપટને પઢાવી શકાય, પણ સૂડાને શબ્દો ઝીલવાની અક્કલ નથી હોતી; તેમ સાચા પ્રેમીને તો પ્રેમપાઠ શીખવી શકાય, પણ તારા જેવા અબૂધને હું શું ભણાવું ? ઓ નિર્દય બાનરા ! મધસાગરે રઝળાવીને તેં મને કોને સોંપી દીધી ?]

ભાદર ત્રટે ભરાય, કવલી કાંઠારડાધણી !
નહિ તું મેળામાંય, બાનરા ! કેસું બોલીયેં ? ૯

ભાદર તીરે મેળો ભરાય છે : હે કંઠારડાના વાસી ! હું ત્યાં ભટકી આવી. પણ તું તો મેળામાં જડયો નહિ. એટલે હું બીજા કોની સાથે બોલું ? હું નિરાશ થઈને પાછી ચાલી આવી ]

ભોં બીજી ભાળેલ નૈ, કો' જાવું કિસે,
તેં મેલ્યાં તિસે બેઠાં છૈયેં બાનરા! ૧૦

[ બીજી કોઇ ભૂમિ તો દીઠી નથી. કહે, હું બીજે ક્યાં જાઉં ? તેં મને જ્યાં રઝળતી મૂકીને બેસારી છે ત્યાં ને ત્યાંજ હું તો બેઠી છું એ બાનરા !]

સગા! સાર કરે, વે'લી વરતાવાં તણી;
તેં મેલ્યાં તિસે બેઠા છૈયેં બાનરા! ૧૧

[ હે સ્વજન ! હવે તો આશરે આવેલની વ્હેલી સંભાળ લે તેં બેસારેલ છે ત્યાં જ હું બેઠી રહી છું.]

તું કહે છે કે મારે હવે બાબા કોઇ ઉપર મન દેવું ! ના, ના, એ તો કેમ બને ? તું બીજો થયો, પણ હું શી રીતે નીચી ઉતરૂં ?

આંબેથી ઉડયે, બાવળ મન બેસે નહિ;
કાંઉ કણ ખૂટયે, બીડ ખાવું બાનરા ! ૧૨

[મારું મન-પંખી અત્યાર સુધી આંબાનાં મ્હોર મંજરી અને શાખો ખાનારું–તે હવે આંબાડાળયેથી ઉડીને બાવળના ઝાડ પર નહિ બેસી શકે. ઓ બાનરા ! અન્નના દાણા ઘરમાં ખૂટી ગયે, બીડ (ઘાસના કણ) શાદ ખાવાં ? શી રીતે ખાઇ શકાય ? અનાજ આરોગનારને બીડ ઘાસનાં બીયાં ભાવે જ શી રીતે ?]

આંબેથી ઉડેલ, બાવળ મન બેસે નહિ,
ચંદણુથી ચુકેલ, વન કોઇ વિસામો નહિ. ૧૩

[સ્વાદિષ્ઠ આંબા પરથી ઉડેલ પક્ષીનું દિલ બાવળના ઝાડ પર કેમ ઠરે ? સુગંધી ચંદન-વૃક્ષથી વિખૂટા પડેલા પંખીને વનમાં ક્યાંય વિસામો નથી વળતો. ]

કાઠઃ કેળવતે, કળથીએ મન કોળ્યું નહિ;
કાંઉ કણુ ખૂટયે બીડ ખાવું બાનરા ! ૧૪

[કાઠા ઘઉંને કેળવીને સુંવાળી રોટલી ખાનારનું મન કળથી જેવા કુચાળા ધાન્ય ઉપર શી રીતે ઠરે ! અનાજ ખૂટતાં હવે બીડનાં બીયાં ખાવાં કેમ ગમે ? તારા પરની ઉંચી પ્રીત ત્યજીને બીજા પુરુષ પર કેમ દિલ ઠરે ઓ બાનરા !]

ટાઢયું ને તડકા, લૂ અમને લાગેલ નૈ;
વાંસા વળી ગયા, બેવડ થઇ ગ્યાં બાનરા ! ૧૫

[હે બાનરા ! તારી શોધમાં ચાલી ચાલીને અમારા બરડા બેવડા વળી ગયા અમને આવી ટાઢ ને આવા તાપ, આવો ઉન્હો પવન કદિ યે નહોતા લાગ્યા ]

બેઠલ બઢય ગાળી, [1]સંસાજી સંકેલો કરે;
ઉથડકના ઉઠે, બાનરસી ! બીવું પડયું. ૧૬

---

૧. સંસા જી : સસલા જેમ

[સસલાની જેમ અંગો સંકોડીને હું મારી વિશ્વાસ રૂપી બખોલ ખોદી તેમાં લપાઇ બેઠી હતી એમાંથી ઓ બાનરા, તે મને ઓચીંતી વાની ના સંભળાવીને ફફડાવી મૂકી ]

કોઇ વછુટલ વા'ણ, સંધ આરો સૂઝે નહિ,
મધદરિયે મેરાણ! બારે બૂડયા બાનરા! ૧૭

[મારી સ્થિતિ કોઇ કાફલામાંથી વિખૂટા પડેલા એકાદ વ્હાણ જેવી થઇ પડી છે મારાં બારે વ્હાણ તો મધસાગરે ડૂબી ગયાં છે, ને મારી એકાકી જીવન-નૌકાને હવે કિનારો સૂઝતો નથી ]

જાણ્યુ હત તુ જીસ, મારગ તડ મેલે કરે,
(તો) અવડી પ્રીત આહિર! બાધત નૈ અમે બાનરા! ૧૮

[ ઓ બાનરા! તું મને આમ રસ્તાને કાંઠે અંતરિયાળ મૂકીને ચાલ્યો જઇશ એવું જો મે જાણ્યુ હોત, તો આવી ગાઢ પ્રીતિ હું તારી સાથે બાંધત જ શા માટે, ઓ આહિર!]

બજારે બેસાય નહિ, ઘરમા ઘસ્યું ન થાય,
મન મસાણે જાય, બળવા સારૂ બાનરા! ૧૯

[ હવે તો નથી બજારમા તારી વાટ જોઇ બેસી શકાતું—શરમ લાગે છે, કે નથી ઘરમા પેસીને જીવ ઝંપતો ઘર ખાવા ધાય છે હવે તો મન સ્મશાને બળી મરવા માટે દોડી રહ્યું છે ]

ગર સળગી ગઝણ થિયો, સળગ્યા સાતે વન,
લાખુ ળાઢ્યા લાકડા, બથુ ભરીને બાનરા! ૨૦

[ હે બાનરા! આ તો જીવનની અંદર મોટી પહાડી ઝાડી સળગી ઉઠી હોય, એ સામટાં સાત જંગલમાં દાવાનળ લાગ્યો હોય, અને જાણે કે એ લાખો લાકડાં મે મારી બાથમા લઇ લઇ સળગાવ્યાં હોય, એવી જ્વાળાઓ મારા અંતરમા જલી રહી છે ]

---

જીસ જાણ્યુ (ચારણી) મ રગ તડ માર્ગ કાંઠે મેલે કરે મેલી કરી

હૂતું તે હારાવિયાં, નવો ન થિયે નેહ,
(આ તો) ભવોનાં ભવ શેહ, બામણ્ય રાંડી બાનરા ! ૨૧

[જીવનમાં જેટલું હતું તે તો સર્વસ્વ તો હારી ગયાં હવે નવેસર કોઇ સ્નેહસંબંધ થઇ શકશે નહિ એટલે મારી હાલત તો બ્રાહ્મણીના રંડાપા જેવી થઇ ગઇ. એક વાર વિધવા થયેલી બ્રાહ્મણી જેમ ફરીને પરણી શકતી નથી, તેમ મારે પણ, ઓ બાનરા, તું જીવતો છતાં, સદાનો રંડાપો આવ્યો.

*Valabhjee Ramjee*



## સુધારો

### કથા ૯ : સૂરનો હેમીઓ

દુહા નં. ૨માં 'દુખનો પૂરેલ' ને બદલે 'દુખ નો પૂરેલ'
'હેતમઠાં ન્યાં' ને બદલે 'હેતમઠાં થ્યાં'

દુહો નં. ૫ : સાચો પાઠ

ઘેરા મળે ઘણા, રણ્યવગડે રોઝા તણા;
મરઆંસુ મેળા, સરજેલા ને સૂરના.

દુહો ૧૩ : સાચે પાઠ

ખાધી તું વિણુ ખાંડ હેમીયા! હૈયારણુ થઇ;
(હવે) વછૂટશે વધજાણ્ય ! (જે દિ') ખાશું ઘા ખેરણુ તણા

[પ્રેમીજનથી તરછોડાએલી સ્ત્રી કહે છે : "ઓ હેમીઆ ! તારા વિના તો મેં કદિ કોઇ ઉપભોગ માણ્યા નથી. એક વાર તારા વિના ખાંડ ખાધી હતી, તેનો પણ હૈયામાં, છાતીમાં ભાર રહ્યો હતો ને એ છાતીમાં રહેલો ભૂકો તો હવે જે દિવસ સ્મશાનમાં મારું મડું સળગતું હશે ને વાંસડાના પ્રહારો ખાઇ રહ્યું હશે તે દિવસ જ છાતીએથી છૂટશે મારો જે આવો સ્નેહ, તેની સામે તેં કેવી બેવફાઇ બતાવી છે ! ]



નવયુગની ચેતના જગવતું માસિક : એનો એક પણ અંક જુઓ અને તમે ગ્રાહક થવા લલચાશો. વાર્ષિક રૂ. ૬ ઘરદેશ ૧૧ શિ. કુમાર કાર્યાલય : અ મ દા વા દ.



**પગારની ગણત્રી બુક**–કર્તા ભગવાનજી ગૌ. પંડયા આમાં એક પાઇથી લઇ રૂા ૧૦૦૦૦ નો મહીને પગાર હોય અને તે પણ ૨૮–૨૯–૩૦–૩૧ દિવસનો મહીનો એમ ચારે કોઠા આપવામા આવેલા છે અને રૂા. આ. પા. વચ્ચે લાઇનો મુકવામા આવી છે. એક રૂા. થી રૂા. ૨૦૦ સુધી એક એક રૂપીઓ વધારી બધાય કોઠા આપવામા આવ્યા છે તેમજ ત્રણ પાઇ રોજ હોય તો ૨૮–૨૯–૩૦–૩૧ દિવસનું શુ એ પ્રમાણે ૦।–૦॥–૦॥।–૧। આનો એ પ્રમાણે પૈસો પૈસો વધારી રોજીદા રૂા. ૨૦) મળતા હોય તે માટેના હીસાબ પણ આપેલા છે. તેથી એક કલાકમા જુદા જુદા પગારના મહિનાદાર તેમજ રોજનદાર ૫૦૦) માણસોનો ગમે તેટલા દીવસનો અને ગમે તેટલા પગારનો હીસાબ કરી શકાય એટલુ પુસ્તક સુલભ છે. ઉંચા ગ્લેજ કાગળ પાકુ પુઠું પૃષ્ટ ૩૦૦ કિં. રૂા. ૨) પોસ્ટેજ રૂા. ૦।. માલીક પાસેથી મંગાવનારને પોસ્ટેજ માફ.

(૧) પંડયા ભગવાનજી ગૌરીશંકર દર્યાપુર વાડીગામ ડબાની પોળ અમદાવાદ. (૨) મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા, અમદાવાદ. (૩) એન એમ ત્રીપાઠી બુકસેલર્સ કાલ્બાદેવી મુંબાઇ



**ખાસ હીસ્ટિરિયાદિ વાતરોગ માટે જ**

વૈદ્યકાદિ પ્રદર્શનોથી મેડલ પામેલી દેશી દવા વાયુમુક્તા છે. એક જ દિનમાં અખંડ ખેંચાણ સુધરે બાળ, વૃદ્ધ અને સગર્ભાને ફાયદા દે, ગાંડપણ, ફેફરૂં, ગભરાટ, ઉંઉં, ચકરી, અંધારાં, શુન્ય, ખાલી, ફાટ અને ગર્ભાશયના વિકાર સુધરે. દવા ૩૦ દિ.નો કીં રૂા. ૫) પો જુદું.

દેશી નામાવાળા – વાયુમુક્તા, વડોદરા.



**બાયોકેમિક ક્ષારો**–(જીવન રસાયન દવાઓ) જર્મનના સુપ્રસિદ્ધ ડૉ. વિલ્માર શ્વાબેની અસલ સીલબંધ શીશીઓ ૩x થી ૨૦૦x સુધીની. સુચીપત્ર મગાવો. બુલબુલ બાયોકેમિક એન્ડ હોમીઓપથિક ફાર્મસી· ભાવનગર.

## તન-મનની મહેનત કરનારાં!

તાકાત-તાઝગીથી ભરપુર

# 'ઝંડુ' દ્રાક્ષાસવ

(મૃદ્વિકારિષ્ટ-શારગંધર મ. અ. ૧૦)

ઘરમાં હંમેશાં તૈયાર રાખો

તાકીદે તાકાત-તાઝગી મેળવવા

શરદી મટાડનાર
થાક ઉતારનાર
ઉંઘ લાવનાર
દસ્ત સાફ લાવનાર
ભુખ લગાડનાર
તાકાત આપનાર
તાઝગી બક્ષનાર

લહેજતદાર દવા

# 'ઝંડુ' દ્રાક્ષાસવ

સવાર-સાંજ જમ્યા પછી લ્યો

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લી૦

સયાનીરોડ, મુંબાઈ નં. ૧૪

ભાવનગર એજન્ટ જયન્તિલાલ અમૃતલાલની કું,
આંબાચોક

[illegible] એજન્ટ મુકુંદરાય બ્રધર્સ,
ભુકસેવર બેચર મેઘજીની પાસે

રતલ અર્ધાના તેર આના રતલ એકનો રૂ દોઢ રતલ દોઢના રૂ બે

શું તમારે ઘેર બેઠાં હારમોનીયમ વગાડતાં શીખવું છે ?
તો
પ્રો૦ ભારતલાલ માસ્તરના જગ વિખ્યાત સંગીતના પુસ્તકો
આજેજ મંગાવો

# ભારત મ્યુઝીક ગાઇડ.

ભાગ ૧ થી ૫
એક પુસ્તકમાં સોનેરી બાઇન્ડીંગ, ગ્લેજ કાગળ.
કિંમત રૂા. ૬-૮-૦ હિંદુસ્તાન બહાર દસ સીલીંગ.

—છુટક ભાગોની કિંમત નીચે લખ્યા પ્રમાણે—

૧-ભારત મ્યુઝીક ગાઇડ ભાગ ૧ લો.. કિં. રૂ ૧-૪-૦
૨-ભારત મ્યુઝીક ગાઇડ ભાગ ૨ જો...કિં. રૂ. ૧-૮-૦
૩-ભારત મ્યુઝીક ગાઇડ ભાગ ૩ જો...કિં. રૂ ૧-૧૨-૦
૪-ભારત મ્યુઝીક ગાઇડ ભાગ ૪ થો...કિં. રૂ. ૧-૮-૦
૫-ભારત મ્યુઝીક ગાઇડ ભાગ ૫ મો .. કિં. રૂા. ૧-૮-૦
૬-ભારત સંગીત બારાખડી ... ....કિં. રૂ ૦-૮-૦
૭-ભારત સંગીત ગરબાવળી ... ...કિં. રૂ. ૧-૦-૦
૮-ભારત સંગીત ગાયનમાળા (અંક ૧લો) કિં. રૂ. ૦-૮-૦

હાલમાં બહાર પડેલું તદન નવું પુસ્તક

૯-સરલ સંગીત ગાઇડ (૧૦૧ ગાયન)...કિં. રૂ. ૨-૮-૦

પ્રભાત ફેરીમાં ગાવા લાયક

૧૦-રાષ્ટ્રીય સંગીત ગાઇડ ... ..કિં. રૂ ૦-૪-૦

પુસ્તકો મંગાવનારને સૂચના

૧—રૂપીઆ ચાર અથવા એથી વધુ રૂપીયાના પુસ્તકો એકી સાથે મગાવનારને પોસ્ટેજ માફ.
૨—એક રૂપીયાના અગર તેથી ઓછી કિંમતના પુસ્તકો મંગાવનારે તેટલીજ કીંમતની પોસ્ટની ટીકીટો મોકલવી અને પોસ્ટેજ માટે એક આનાની ટીકીટ વધુ મોકલવી વી. પી થશે નહી.

મળવાનું ઠેકાણું:—ભારત સંગીત વિદ્યાલય.
S ગુલાલવાડી, મુંબઇ ૪.

## સુખ વાવો તો ઉગે સુખ!

**હિંદુ અનાથાશ્રમ, વઢવાણ કેમ્પ.**

આશ્રમના અનાથ બાળકો માટે અન્નદાન વિદ્યા દાન, વસ્ત્રદાન, ગૌદાન વિગેરેના ગમે તે ખાતામાં દાન આપી શકાય છે ૫૦ ઉપર બાળકો છે દરેક પ્રસંગના દાન લેવાય છે- લખો — ઓનરરી સેક્રેટરી

હિંદુ અનાથાશ્રમ, વઢવાણ કેમ્પ (કાઠીયાવાડ)

રઝળતા બાળકો માટે સારામાં સારો માર્ગ કયો?
તેમની સંભાળ લઇ સારી રીતે ઉછેરી તેમને
આદર્શ નાગરિક બનાવવા તે,

## હિન્દુ અનાથ આશ્રમ—નડીઆદ

એ કામ બહુ ઉત્સાહથી વ્યાપક ક્ષેત્રમાં વર્ષો થયાં કરી રહ્યું છે. આ સંસ્થાને તમે બને તેટલી મદદ કરો દાતાઓનાં દાન ઉપર જ તેનો નીભાવ છે હાલમાં દર રોજનો ખર્ચ રૂા ૮૫ થી ૯૦ થાય છે અને અનાથોની સંખ્યા દીનપ્રતિદીન વધે છે વળી સ્ત્રીઓ માટે ખાસ વિભાગ ખોલ્યો છે ઇત્યાદિ કામને અંગે નાણાંની ઘણી જ જરૂર છે રૂા ૧ અને તેથી વધુ દાન આપનારના નામ વાર્ષિક રીપોર્ટમાં છપાય છે વધુ વિગત માટે પૂછો તથા રીપોર્ટ મંગાવી જુઓ —

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ (ગુજરાત)

સ્વદેશી

નેશનલ **ચાહ** ફ્લેગબ્રાન્ડ

પીવામાં ઘણીજ ઉત્તમ ને લેઝત વાળી હોવાની ગેરેન્ટી ફક્ત એક જ વખત મંગાવી ખાત્રી કરો

નેશનલ ફ્લેગ બ્રાન્ડ ટી કું. મુંબાઇ,

તા.ક. રૂા ૫) નો માલ મંગાવનારને વી. પી. થી મોકલીશું

ગાયકવાડી ફોઝદાર શંખપાળ હસ્તક થયેલ.

# આસોજ અત્યાચાર કેસ

૪૭૨ પાનાં અને ૧૦૧ મજુરોનાં ગ્રુપ ઉપરાંત
બીજા લગભગ ૧૦૦-૧૨૫ ફોટો-ચિત્રોથી ભરપુર.

કિંમત રૂા. ૨-૮-૦ અઢી. [પોસ્ટેજ વધુ]

ધ્રાંગધ્રા તાબે સતાપુર ગામના સ્ત્રી, પુરુષો અને બાળકો મળી ૧૦૧ મજુરોની ટોળી મજુરી અર્થે ગુજરાતમાં નીકળેલ. આસોજના તળાવમાં તેઓએ મુકામ કર્યો હતો. ત્યાં રાતના બાર વાગે તેઓ સુતેલા હતા, તેમને બંદુકના ભડાકાથી ફોજદાર શંખપાળ અને તેના સાથીઓએ જગાડયા. તે સઘળા જ સ્ત્રી, પુરુષો અને બાળકોને ત્યાંથી કરપીણ રીતે મારતાં, મારતા, આસોજ ગામના ચોરામાં મધ્ય રાત્રીએ લાવવામાં આવ્યા.

બાજુના સોખડા ગામે થયેલી ચોરી બાબતમાં તેઓને મનાવવા માટે આખી રાત ચોરામાં તેઓના પર ન કરવાના અનાચારો, મારો, અને સીતમો ગુજારવામાં આવ્યા.

બાઇ ઝમુ તથા પારવતીની ઇજ્જતો લેવામાં આવી, ૧૧ વર્ષની નાની છોકરી સકી ઉપરનાં અમાનુષી અત્યાચારથી તેનું મરણ થયું. તે ઉપરાંત સઘળા સ્ત્રી અને પુરુષોને એકજ રૂમમાં બંદુકના ભડાકે તદ્દન નગ્ન કરાવવામાં આવ્યા. અરસપરસની વ્હાલી સગાઇઓ પુછી તે નગ્ન સ્ત્રી પુરુષો વચ્ચે તદ્દન અમર્યાદ વર્તન કરાવવામાં આવ્યું. વીગેરે અનેક પ્રકારના ગુજારેલા અમાનુષી અત્યાચારોની સંપૂર્ણ વિગતવાર હકીકત, વડોદરા કોર્ટમાં ચાલેલા કેસમાં રજુ થએલી; તે, સત્તાવાર કાગળો પરથી તેઓ સઘળાઓના ફોટો-ચીત્રો સહીત આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

હિંદ બહારનાં ગ્રાહકો માટે રજીસ્ટર પોસ્ટેજ સહિત ફક્ત શીલીંગ ૫,
મળવાનું માત્ર એકજ ઠેકાણું :—સત્ય પ્રકાશક કાર્યાલય.
ગામના પાટા પર, ઘર નં. ૪૭, મ઼ધરબાગ રોડ, મુંબઈ નં. ૪.

# જાહેરવિશ્વાસનો પુરાવો

નવા વિમા મળ્યા

૧૯૨૦ ———— રા ૧૦,૭૪૦,૧૬૪
૧૯૨૫ ———— રા ૧૩,૭૮૮ ૯૦૭
૧૯૩૦ ———— રા ૧૬,૮૬૧,૨૧૫

ચાલુ કુલ વીમા

૧૯૨૦ ———— રા ૩૬,૭૭૧,૭૧૯
૧૯૨૫ ———— રા. ૬૫,૪૧૭,૯૩૧
૧૯૩૦ ———— રા ૧૦૮,૯૦૦,૬૭૬

મિલ્કત

૧૯૨૦ ———— રા ૬,૮૨૬,૨૧૪
૧૯૨૫ ———— રા ૧૭,૨૯૫ ૮૮૧
૧૯૩૦ ———— રા ૨૨,૪૦૨,૯૦૪

કુલ આવક

૧૯૨૦ ———— રા ૧,૭૭૫,૧૮૪
૧૯૨૫ ———— રા ૩,૪૦૭,૨૩૯
૧૯૩૦ ———— રા ૫,૬૨૩ ૧૫૮

પોલીસી હોલ્ડરોને ડીવીડન્ડ આપ્યુ

૧૯૨૦ ———— રા ૮૩૯૫૮
૧૯૨૫ ———— રા ૨૪૬,૩૨૮
૧૯૩૦ ———— રા ૬૧૮,૦૯૦

ધી

## મેન્યુફેક્ચરર્સ લાઇફ ઇન્શ્યુરન્સ કું.

સ્થાપિત ૧૮૮૭

હેડ ઓફીસ . ... ટોરન્ટો (કેનેડા)

મુંબાઇ ઓફીસ .. એમ કાનજી એન્ડ કું.

જનરલ એજન્ટસ

૫૧ કાવસજી પટેલ સ્ટ્રીટ કોટ મુંબાઇ

પ્ર સં ગો પા ત

ભેટ આપવા લાયક અને તમારા પોતાના કાયમના
ઉપયોગ માટે

**સુંદર મિનાકારી-કામની ફેન્સી ચીજોના**

જેવી કે :

કોટ, જાકીટ, અને ખમીસનાં તરેહવાર બટનો, સાડીપીનો, બાલપીનો, ઍરીંગ્સ ચાક, મેડલ્સ વગેરે દરેક ચીજો અમારે ત્યાંથી જથ્થાબંધ અને છુટક કીફાયત ભાવે મળશે. સફાઈદાર કામ અને મનમોહક ડીઝાઈનો જોઈ આપ હિન્દની કુશળ કારીગીરી વિષે મગરૂર થશો.

ભાવતાલ માટે આજેજ મળો અગર લખો. **ચીતલીઆ બ્રધર્સ**

દુકાન નં. ૩૪. સ્વદેશી મારકેટ બાજુ ગતુ રોડ.
(કાલબાદેવી રોડ) મુંબઈ નં. ૨

શુદ્ધ સ્વદેશી સાકર અને કાશ્મીરી કેશર વાપરનારા
એકલા જ મિઠાઈવાલા

# ગોવીંદજી વસનજી

**મુંબાઈના આગેવાન મિઠાઈવાલા**
**(સ્થાપના સન ૧૮૯૫)**

બધી મિઠાઈઓમાં સ્વદેશી સાકર, શુદ્ધ કાશ્મીરી કેશર અને ભરપૂર પૌષ્ટિક તત્ત્વોવાળાં ઉત્તમ પદાર્થો, બદામ, પિસ્તા, ઈલાયચી અને શુદ્ધ ઘી વાપરવામા આવે છે.

મિઠાઈ બનાવવામાં કોઈ પણ પ્રકારના ઝેરી રંગ અથવા નકલી પદાર્થોનો ઉપયોગ થતો નથી. જેથી **ગોવીંદજીની** મિઠાઈ ૧૦૦ ટકા શુદ્ધ હોવાની ખાત્રી આપવામાં આવે છે. પ્રાઈસલીસ્ટ મગાવવાથી મફત મોકલવામા આવશે.

**ગોવીંદજી વસનજી**
**મુંબઈ નાં. ૭**

## ધી રાજનગર બેન્કીંગ એન્ડ ઈન્સ્યુરન્સ કોરપોરેશન લી.

ગાંધીરોડ : અમદાવાદ.

અમારી સરકારી વીમાની યોજનામાં માસીક પ્રીમીયમ ફક્ત રૂા. ૧) આપી આજે જ મેમ્બર બનો. પતિપત્નિના સાથે વીમાનું પ્રીમીયમ ફક્ત રૂા. ૧-૮-૦ છે. લોન સરેન્ડરવેલ્યુ વી. ઘણા લાભો છે.

**જોઈએ છે લાગવગ વાળા એજન્ટો.**

લખો યા મળો—મેનેજીંગ એજંટ.

### ગુડ વીલ બોન્ડ.

રૂા. ૧૦) થી રૂા. ૩૨૦૦) સુધીનાં ઇનામો

ભરેલા પૈસા જતા નથી બમણા પૈસા તો જરૂર મળે છે જ. વધુ માટે યોજના વાંચો. આખુ બોન્ડ રૂા. ૫) અડધુ રૂા. ૨ાા. ૬ માસ પછી બોન્ડ ઉપર ૭૫ ટકા નાણા ધીરવામા આવે છે.

### મેમ્બરશીપ સરટીફીકેટ

સરાફી યોજના સાથે બીજાં લાભ

વગર વ્યાજની લોન રૂા. ૧૦,૦૦૦ સુધીની વા રૂા. ૫૦૦૦) સુધીના ઇનામ, હેયાતી બાદ વારસોને રૂા. ૨૦૦) બક્ષીસ વા ચોક્કસ મુદત બાદ બમણી રકમ મળે છે. વધુ માટે યોજના વાંચો. આખુ સરટીફીકેટ રૂા. ૧૦૦) અડધુ રૂા. ૫૦) માસીક રૂા. ૨) ના હપ્તાથી ખરીદી શકાય છે. પ્રમાણીક એજન્ટો જોઈએ છે.

લખો યા મળો—ધી ન્યુ હિન્દુસ્તાન ફાઇનેન્સીંગ એન્ડ બેન્કીંગ કોરપોરેશન લીમીટેડ,

હેડ ઓફિસ :—પાંચકુવા, **અમદાવાદ**

### સ્ત્રીઓનાં દર્દોના ખાસ ચિકીત્સક

# માણસાવાળા ગંગાબાઈની ગર્ભાશયના સર્વ રોગ દૂર કરવાની અપૂર્વ ઔષધિ

**ગર્ભજીવન: (રજી.)** ના સેવનથી ઋતુ સબંધી સર્વે પ્રદર રક્ત ને શ્વેત જીર્ણ તાવ, અશક્તિ, મેદ, પેશાબે બળતરા, સોજો, કમળ સ્થળ ઉપર ન હોવું, કમરનો દુખાવો વી. સર્વ રોગ દૂર થઈ ગર્ભ ધારણ થાય છે.

કિં. રૂા. ૩) ટ. ખ. જુદું.

**ગર્ભરક્ષક: (રજી.)** આ દવાથી રતવા કસુવાવડ અસુધારા સાથે થતા બાળકનો જન્મ બાળક ન જીવવુ તથા ગર્ભ ધારણની મુદત દરમ્યાન તાવ, અશક્તિ વી. અનેક જાતના રોગ દૂર થઈ પૂરે માસે તંદુરસ્ત બાળકનો જન્મ થાય છે.

કિં: રૂા. ૪)= ટ. ખ. જુદું.

આ દવાથી ઘણી બ્હેનોને ઘેર ઘોડીયાં બધાયા છે.

થોડા સર્ટીફીકેટો આ રહ્યા:

**વાંસદા:** તા. ૧૦–૩–૩૧
અમારી પુત્રીબાઈ સારૂ દવા મેળવી હતી તેથી સંતોષ છે. હાલ એમને ચોથો માસ જાય છે.
મિસ્ત્રી ભગવાનદાસ હ.

**કલ્યાણી.** તા. ૧૦–૩–૩૧
અમોને તમારી દવાથી એક લાભ થયો છે. ઋતુ બરાબર આવે છે. તમીયત સારી રહે છે.
વેલજી દયાળ.

દર્દની પુરી વિગત સાથે લખો :—

**ગંગાબાઈ પ્રાણશંકર**
ગર્ભજીવન ઔષધાલય, રીચીરોડ,
પાડાપોળને નાકે, અમદાવાદ

## કોણ છાતી ઠોકીને કહી શકશે કે અમારી દવાઓથી ફાયદો થતો નથી !

૪૦ વર્ષની કસોટીએ ચઢેલું કરોડો માણસોએ અજમાવેલું

**સુધા સીન્ધુ :** પેટ વિકારથી ઉત્પન્ન થતા દરેક જાતના રોગો ઉપરાન્ત કફ, ઉધરસ, સગ્રહણી, દમ, શુળ, અતિસાર, (ઝાડો) મેલેરીઆ, ઇન્ફલુએન્ઝા, બાળકોના લીલા પીળા ઝાડા વગેરે રોગો ઉપર અચુક દવા છે. વળી કોઇ પણ જાતનુ અનુપાન ન હોવાથી મુસાફરીમાં સહેલાઇથી સાથે રાખી શકાય છે. કિંમત આઠઆના. પો. ખર્ચ **૧ થી** ૨ સુધિ ૬ આના.

**બાલસુધા :** પોતાના બાળકોને સુદર, ફુટડા, બળવાન, નિરોગી અને સુખી જોવા ઇચ્છનાર માતા પિતાઓને અમારી ભલામણ છે કે "**બાલસુધા**" વાપરો. તે પીવામાં મીઠી છે એટલે બાળક હોંશે હોંશે માગીને પીશે દરેક દુકાનદારને ત્યા મલશે પણ નકલ કરનારાઓથી સાવચેત રહેજો. કિંમત આના બાર. પો. ખર્ચ ૧ બાટલીના ૮ આના.

# દ્રાક્ષાસવ

આ દ્રાક્ષાસવ અંગુરી દ્રાક્ષોથી બનાવેલો હોઇ સર્વે દ્રાક્ષાસવમા ઉત્તમ સ્વાદિષ્ટ છે. મગજ શક્તિને માટે રામબાણ છે. તેમજ અપચો, કબજીયત, અશક્તિ, ઉધરસ, ક્ષય, અને વૃદ્ધાવસ્થાની નબળાઇ માટે તો અત્યુત્તમ છે. માસ્તરો, વકીલો, ડોકટરો, કલાર્કો, વ્યાખ્યાન દાતાઓ, વિગેરે માટે તો દ્રાક્ષાસવ વાપરવાની અમારી ખાસ ભલામણ છે. ૬૦ તોલાની શીશીની કિંમત રૂા ૨). નાની રૂા. ૧) પેકિંગ ટપાલ ખર્ચ મોટી બાટલીના રૂા. ૧ાા=. નાનીના રૂા ાાા=. વધુ હકીકત માટે સચિત્ર કેટલોગ મગાવો. મફત મોકલવામા આવે છે.

મળવાનુ ઠેકાણ . **સુખસચારક કંપની–મથુરા.**

## વેળાસરની ચેતવણી.

તમારી તન્દુરસ્તી માટે
ડૉ. કોઠારીની
**જીવનશકિત**
રજીસ્ટર્ડ

તમારાં નેત્રરત્નો માટે
કાશ્મીરી,
**લોટસહની**
પદ્મમધુ.

વિશેષ વિગતો મંગાવવા લખોઃ—
ધી જીવનશક્તિ કેમિકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ
કોટડા, (વાયા ભુજ) કચ્છ.

સંખાઇ જશો તો રહેશો કયાં ?

છેલ્લી ઢબની રહેવા જમવાની સંપૂર્ણ સગવડો માટે

# આર્યનિવાસ

## હીંદુ લૉજ

નવીન ભવ્ય પાંચ માળ ભરપુર હવા ઉજાસ યુક્ત
અનુભવી વ્યવસ્થા લિફ્ટ લાઇટ પંખા સાથે
ઠે. મસ્જીદ બંદર રોડ, માંડવી **મુંબઈ,**

સ્ત્રીઓના દર્દોની આશ્ચર્યકારક, અકસીર,
અને કદી પાછી હઠે નહિ તેવી દવા,

# એમ્બ્રોશીયા

અનેક દવાઓ કર્યા છતાં આરામ
નથી થતો ત્યાં એક જ અઠવાડીઆમાં
એમ્બ્રોશીયા દવાથી આરામ થયેલ છે

પ્રદર, સુવારોગ, માસીક રૂતુ નિયમીત કે પ્રમાણુ-
સર ન થવું, રૂતુ વખતે કમ્મર તથા પેડુમા
દુ:ખાવો થવો, હીસ્ટીરીઆ—

આવી અનેક જાતની બીમારીથી સ્ત્રીઓ નિસ્તેજ રહે છે. અને અશક્તિ જેવુ જણાય છે તેથી ઉંઘ આવતી નથી. હાથ પગમા તુટ થાય છે. પેટમાં વાયુ રહે છે અજંપો રહે છે. માથામા સણકા જેવું જણાય છે.

આ તમામ દર્દોની સારામાં સારી
ખાત્રીવાળી એમ્બ્રોશીયા દવા છે.

ડોકટરો અને નર્સો પોતાના દર્દીઓને હમેશાં
એમ્બ્રોશીયા દવા લેવા ખાસ જણાવે છે.

મજબુત બાંધાના નિરોગી અને તંદુરસ્ત સંતાનનો મરો
આધાર માતાઓની શારિરીક સંપત્તિ ઉપર હોય છે.

બાટલી ૧ રૂા. ૨) ત્રણ બાટલી રૂા. પાંચ

## વીરીયલ એજન્સી

પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ

દરેક શહેરમાં દવા વેચનાર પાસે મળે છે

બાળકો માટે સચિત્ર કાવ્ય-પ્રકાશનો

**ગૌરીનાં ગીતો, ગલગોટા, ટહુકા**

(આઠ આના) (દસ આના) (પાંચ આના)

લખો : દેશળજી પરમાર, સલાપોસ રોડ, ગવારા, અમદાવાદ

---

**જોઈએ છે**—ચાલાક, ઉત્સાહી, લાગવગ ધરાવનાર વગમાના અનુભવી એજન્ટો. પગાર યા કમીશનથી ગેરન્ટીડ કામ આપી શકે તેમને સારો ચાન્સ મળશે. વિગત માટે લખોઃ—

**ચોકસી એન્ડ કું. વડા પાડા રોડ : ભરૂચ.**

---

**અમેરીકન ભવિષ્યવાણીઃ** (કોટનની) જેમાં રોજના ફકત એજ ફીગર તેમજ ચોકસ તેજી મંદી બનાવવામાં આવે છે. કોટનના વેપારમાં ગુમાવેલા નાણાં ચક્રવૃદ્ધ વ્યાજ સાથે પાછા લેવાની આ ઉત્તમ તક છે. કિંમત રૂા. ૫) માસ ૧ ના. લખો :—

ભવિષ્યવાણી કાર્યાલય : નારી : પો. સીહોર (કાઠિયાવાડ).

---

**સ્વદેશી માલને ઉત્તેજન આપો**—પાનમાં ખાવા માટે ખુશબોદાર "કૃષ્ણછાપ" કાથો તથા કાથા, ચુના, સોપારી વગર પાન ખાવું હોય તો તાંબુલ પાવડર વાપરો. ડબા એકની કીં. ૪ આના. પો. જુદું. લખોઃ-એચ. વી. જોશી, રીચીરોડ, અમદાવાદ.

---

યુદ્ધવીરો અને વીરાંગનાઓનાં ઘરઆંગણે દર્શન

**"મહાભિનિષ્ક્રમણ"**

તા-૧૨મી માર્ચ ૧૯૩૧ની સુવર્ણમય પ્રભાતે મહાત્મા ગાંધીજીએ સાબરમતીના આશ્રમમાંથી દાંડી તરફ ૭૯ યુદ્ધવીરો સાથે સત્યાગ્રહ માટે પ્રયાણ કર્યું તેનું ઐતિહાસિક રંગીન ચિત્રઃ સાઇઝ ૧૪×૨૦ મૂલ્ય ૫ આના. (પોસ્ટેજ સાથે). દરેક હિંદી ઘરમાં હોવું જ જોઇએ.

**મુંબાઈ સંગ્રામસમિતિના પ્રમુખોની ચિત્રાવલિ**

મુંબાઇના રાષ્ટ્રિય યુદ્ધને ટકાવી રાખનારા અને યુદ્ધ સમિતિઓના પ્રાણરૂપ ચાલીસ યુદ્ધવીરો, વીરાંગનાઓ અને કાર્યકર્તાઓનાં દર્શન તેમના ઓળખ સાથે તમે આ સુંદર અને દળદાર આલ્બમમાં કરી શકશો. રૂા. ૨, પો. જુદું.

ગાંધી બ્રધર્સ, રતનપોળ, અમદાવાદ (૩૮)

**બી. પરીખની કંપની, ગુલાલવાડી, મુંબાઈ.**

## અમૃતબિંદુ ઓફિસની જગપ્રસિદ્ધ દવાઓ.

## ચારૂતરનું અમૃતબિંદુ

આખા હિંદુસ્તાન, બરમા, સીલોન, આફ્રિકા વગેરે દેશોમા આ દવા ઘણી વપરાય છે વિલાયતી દવ વાળાની બધી દુકાને વેચાય છે ઝાડો, મરડો, સંગ્રહણી, કોલેરા, ચુંક ઉનગી, પેટમાં પવનનુ ધુંચાવુ, મ્હોંમાંથી દુર્ગંધ છુટવી, સધિવા, માથાનો દુખાવો, શરીરમાં કળતર, હાથ પગની તોડ, દાંતમા થતી પીડા, વીંછીનો ઝેરી ડંખ વગેરે ઉપર આ દવા અજાયબ ગુણ કરે છે

કીંમત ૧ બાટલીનો વી પી ખર્ચ સાથે રૂ ૧।।≈ ત્રણ શીશીના રૂ. ૪≈ અને ૭ શીશીના રૂ ૮)≈ ડઝન અને ગ્રોસના ભાવ માટે પત્રવ્યવહાર કરવો

## જસમાઈનનો સાર્સાપરિલા

વિસ્ફોટક પ્રમેહ, ચાંદી, ખસ, ખરજવાં, ગડગુમડ, સંધીવા, હાથ પગમાં કળતર, શરીર ઉપર કાળા ડાઘ પડવા, લોહીનુ કમી થવું, કરમાળ અને શરીરની સામાન્ય નબળાઈમા જસમાઇનનો સાર્સાપરિલા ચમત્કારિક દવા છે.

કીંમત રૂ ૧।।, વી. પી સાથે ૧।।≈, ત્રણ શીશીના વી પી. ખર્ચ સાથે રૂ ૫)≈.

સ્ત્રીઓ માટે સારામાં સારી શક્તિની દવા